૩૫૩.

પ્રાચીન સાહિત્ય.

મહાકવિ પ્રેમાનંદ

કૃત

# બભ્રુવાહન આખ્યાન.

અનેક પ્રતો ઉપરથી સંશોધી

પ્રકટ કર્તા

ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા.

વડોદરા:

આવૃત્તિ બીજી.

સંવત ૧૯૮૦. ઇ. સ. ૧૯૨૪.



પ્રકાશક

એમ. સી.

# અનુક્રમણિકા.





---

# પ્રસ્તાવના.

આ પુસ્તકની પ્રસિદ્ધિ બાબત પ્રસ્તાવિક નોંધ ઉપોદ્‌ઘાતમાં કરી છે એટલે બીજી નોંધની જરૂર નથી. છતા એક વાત વિષે તેમાં નિર્દેશ કર્યો

આ પુસ્તક પ્રકાશકને માટે પરભુલાલ શીવલાલ ઠક્કર એમણે શ્રી ભારત વિજય પ્રિં. પ્રેસ, મોદીખાના વડોદરામાં છાપ્યું. તા. ૨૮-૨-૧૯૨૪.

મિત્રોએ તથા સ્નેહીઓએ મને સહાયતા આપી છે તે માટે તેમ આભારી છું

આ કાવ્ય ખાસ નીતિવિષયક હોઇ એનું વિશેષ વાંચ માટે એમાં ઉપોદ્‌ઘાત અને ટીકા આપી એને શાળોપયોગી બના અંકિત કર્યું છે. વાચકોને એમાં જે દોષ જણાય તે તેઓ મને તે પર બીજી આવૃત્તિ વખતે ધ્યાન આપવામાં આવશે.

વડોદરા. } ભાનુસુખરામ નિ. મ

# પ્રસ્તાવના.

આ પુસ્તકની પ્રસિદ્ધિ બાબત પ્રસ્તાવિક નોંધ ઉપોદ્‌ઘાતમાં કરી છે એટલે બીજી નોંધની જરૂર નથી. છતાં એક વાત વિષે તેમાં નિર્દેશ કર્યો નથી. તે એ છે કે શ્રીમંત મહારાજા સાહેબના આશ્રય તળે તથા પહેલા ગુજરાતી દીવાન સાહેબ દી બા. મણિભાઇ જશભાઇની દીવાનગીરી સમયે પ્રાચીન કાવ્ય પ્રસિદ્ધ થયા હતા, પણ દી. બા. મણિભાઇની દીવાનગીરીની સમાપ્તિ અને પ્રાચીનકાવ્યની પ્રસિદ્ધિની પણ સમાપ્તિ. ત્યાર પછી બીજા ગુજરાતી દીવાન સર મનુભાઇ નંદશંકર મહેતાના દીવાનપદ વખતે આ પ્રાચીન સાહિત્યમા વડોદરાના જ રહીશ અને ગુજરાતી ભાષાનું ભૂષણ પ્રેમાનંદ કવિની અપ્રસિદ્ધ કૃતિ પ્રસિદ્ધ થાય છે. આ કાવ્યની હસ્તલિખિત પ્રત દીવાન સાહેબ મનુભાઇને બતાવતા તેઓએ મારા કાર્યમા મને ઉત્સાહિત કર્યો તે માટે તથા તે પુસ્તકનુ અર્પણપત્ર સ્વીકાર્યું તે માટે હું તેઓ સાહેબનો અંતઃકરણ પૂર્વક આભાર માનુ છું

રા. રા. તનસુખરામ મનઃસુખરામ ત્રિપાઠીએ કૃપા કરી મને ચાર હસ્તલિખિત પ્રતો મોકલી આપી મારા કાર્યમાં સરળતા કરી આપી તેથી તેમનો અનંત આભારી છું. એ સિવાય પ્રાચીન કાવ્યના પ્રકાશક અને એ દિશાના અનુભવી રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા તથા રા રા. નંદનાથ દીક્ષિત એઓએ મારી સંશોધિત પ્રત પોતાના અમૂલ્ય વખતનો ભાગ આપી વાંચી જઇ તેમાં સૂચના કરી તે માટે તેમનો હું ઉપકાર માનું છું એ સિવાય અન્ય મિત્રોએ તથા સ્નેહીઓએ મને સહાયતા આપી છે તે માટે તેમનો પણ હું આભારી છું

આ કાવ્ય ખાસ નીતિવિષયક હોઇ એનું વિશેષ વાચન થાય તે માટે એમાં ઉપોદ્‌ઘાત અને ટીકા આપી એને શાળોપયોગી બનાવવા યથાશકિત કર્યું છે. વાંચકોને એમાં જે દોષ જણાય તે તેઓ મને સૂચવશે તો તે પર બીજી આવૃત્તિ વખતે ધ્યાન આપવામાં આવશે.

વડોદરા. } ભાનુસુખરામ નિ. મહેતા.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.



આ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી વડોદરાની પુરુષ શિક્ષણ પદ્ધતિ પાઠ-શાળામાં પાઠ્ય પુસ્તક તરીકે એને રાખવા માટે એ શાળાના અધિકારીનો તથા ચાલુ વર્ષમાં "સ્કૂલ બોર્ડ કમિટિ" ના સભાસદોએ તેને "સ્કૂલ લીવિંગ સર્ટિફિકેટ"ની પરીક્ષાને માટે પાઠ્ય પુસ્તક તરીકે રાખ્યાથી તે સર્વ સભાસદોનો ઉપકાર માનું છું એથી જ સુધારા વધારા સાથે આ આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવે છે. આવી રીતે જૂનું સાહિત્ય પ્રસિદ્ધમાં આણવાને માટે જે લેખકો પ્રયાસ કરે છે તેમને અન્ય અપ્રસિદ્ધ સાહિત્ય પ્રસિદ્ધ કરવાને માટે ઉત્તેજન મળતુ રહેશે તો ગુજરાતનું ઘણું અપ્રસિદ્ધ સાહિત્ય-ધન જરૂર પ્રસિદ્ધિમા આવશે ને તેથી ભાષાના અભ્યાસની વિશેષ સરળતા થશે.

મકર સક્રાંત ૧૯૮૦.
તા ૧૪ જાન્યુઆરી ૧૯૨૪. } ભાનુસુખરામ નિ. મહેતા.

# ઉપોદ્‌ઘાત.



દરેક ગ્રંથકાર સામાન્ય રીતે પુસ્તક પ્રસિદ્ધિ માટે, જેવી યોગ્ય જણાય તેવી, નાની વા મોટી પ્રસ્તાવિક નોંધ આપે છે. આ શિરસ્તો છે; તો પછી એ શિરસ્તાને મારે પણ અનુસરવું જોઇએ. એક તો આ. બીજું, આ પુસ્તકને પોતાનો ઇતિહાસ છે. એમાં કાઇક વિશેષતા રહેલી છે. તેથી એને તો પ્રસ્તાવનાની ખાસ આવશ્યકતા છે જ.

ગુજરાતમા કે ગુજરાત બહાર પ્રેમાનંદને કોણ નહિ ઓળખતું હોય? એનું નામ કોણે નહિ સાંભળ્યું હોય? એની કૃતિ કોણે નહિ વાચી હોય? કોણ નહિ જાણતું હોય કે પ્રેમાનંદ કવિએ ગ્રંથ રચનાનો જે મહાભારત યજ્ઞ આરંભ્યો હતો તેમાં અનેક ગ્રથોની તેણે આહુતિ આપી હતી? એ ગ્રથોની ટીપ અનેક વિદ્વાનોએ આપેલી છે, ને તે જુદે જુદે સમયે પ્રસિદ્ધ થયેલી છે. મારા તરફથી ઇ. સ. ૧૯૧૧ ના વર્ષમાં પ્રસિદ્ધ થયેલા 'પ્રેમાનંદની પ્રસાદી' નામના પુસ્તકમાં જે ટીપ છાપવામાં આવેલી છે, તેમાં એ ટીપ પ્રસિદ્ધ થયેલી છે. તે ટીપમાં જોઇશુ તો 'બભ્રુવાહન આખ્યાન' એ નામ પણ જણાય છે. છતાં એ આખ્યાનની છાપેલી કિંવા હસ્તલિખિત પ્રત કોઇના જોવામાં આવેલી જાણી નથી. પ્રેમાનંદ કૃત ઘણાં ખરાં પુસ્તકો મારા વાંચવામાં આવેલાં છે જે નથી વાંચી શકાયાં તે વાંચવાની તીવ્ર ઇચ્છા રહે છે. તેમા 'બભ્રુવાહન આખ્યાન' માટે તે મળશે એવી ઉમેદ હતી, તેથી એ અપ્રસિદ્ધ કાવ્ય માટે મારી ખોળ ચાલુ જ હતી. મારૂં મનોબળ તથા મારી જીજ્ઞાસા તીવ્ર હતા તો પરમ કૃપાળુ પરમેશ્વરે મને સહાયતા કીધી, ને મારી ઇચ્છા પાર પાડી, અને મને એ પુસ્તક પ્રજા સમક્ષ મૂકવાને શકિતમાન કરી કૃત્ય કૃત્ય કર્યો. એ માટે એ દયાળુ પ્રભુનો અત્યંત આભારી છું. શ્રદ્ધા એ શું ન કરી શકે?

ઇતિહાસ એવો છે કે થોડાં વર્ષ ઉપર પ્રેમાનંદ કૃત મહાભારત અનાયાસ મને હાથ આવ્યું. તે ઉતારતાં તેમાંનાં આખ્યાનો વાંચવામાં

આવ્યાં. પ્રેમાનંદ કૃત પુસ્તકોની નામાવલિમા પણ એમાંનાં ઘણાંખરાં આખ્યાનોનાં નામ વાંચવામા આવેલાં હતા, એટલે પ્રાચીન કાવ્યમાં પ્રસિદ્ધ થયેલા પાઠની સાથે એ મહાભારતમાંનાં આખ્યાનોના પાઠની સરખામણી કરી જોઇ. એ પાઠો ઘણે અંશે મળતા આવ્યા તેથી બભ્રુવાહન આખ્યાનના વાચન માટેનો મારા દિલમાં ઠંડો પડી ગયેલો તુરંગ પાછો સતેજ થયો, જાગૃત થયો ને તેથી બભ્રુવાહન આખ્યાન, બભ્રુવાહન આખ્યાન એવી ઝંખના મને થવા લાગી. આથી ફરીથી મે તેને માટે પ્રયાસ કર્યો. આખરે એક પ્રત મારા સુશીબતે હાથ આવી તે મેં ઉતારી લીધી. પરંતુ એથી મારૂં કાર્ય સફળ થયું નહિ, કારણ કે એ પ્રત પ્રેમાનંદ કવિની કૃતિની જ હશે કે કેમ તે વિષે મને શંકા થઇ: એથી એની બીજી પ્રતની શોધમા હુ ફર્યો. ઠેર ઠેર બભ્રુવાહન આખ્યાનની ભિક્ષા મે માગવા માડી, ને શાળાઓ, મોટા નાનાં પુસ્તકાલયો હુ શોધી વળ્યો, પણ આથી મારૂં કશુ વળ્યું નહિ, ને મારૂં ક્યાંએ ઠેકાણું પડ્યુ નહિ. એટલામા મારા એક સ્નેહીએ મને ખબર આપી કે ગુજરાતના સ્વ ર્ગસ્થ સુપ્રસિદ્ધ સાક્ષર શ્રીયુત્ મન સુખરામભાઇના નડિયાદના પુસ્તકાલયમા બભ્રુવાહન આખ્યાનની પ્રતો છે. આ સમાચારથી જીવમા જીવ આવ્યો ને મે તરત શ્રીયુત્ તનસુખરામભાઇને મુબાઇ કાગળ લખ્યો. સાહિત્ય પ્રેમી અને વિદ્યાવિલાસી ઉક્ત સાક્ષરે તેનો હકારમા પ્રત્યુત્તર વાળ્યો, પણ તે સાથે એવુ જણાવ્યું કે એ પ્રતો પ્રેમાનંદની કૃતિની નથી, પરંતુ અન્ય કવિઓ રચિત છે. આથી નિરાશ નહિ થતાં એ અન્ય કવિઓની કૃતિ વાચી જોવાની તીવ્ર લાગણી થઇ, ને એ પ્રતો મોકલવાને માટે ઉક્ત સાક્ષરને પુનઃ નમ્ર વિનતિ કરી. સાક્ષર શ્રીયુત્ તનસુખરામભાઇએ ઘણી ખુશીથી એ પ્રતો મને અહીં મોકલી આપી એ તેમના સાહિત્યવિષયક ઔદાર્ય માટે હુ તેમનો ઘણો જ આભારી છું. મારે અત્રે કહેવું જોઇએ કે આ બભ્રુવાહન આખ્યાન જે પ્રસિદ્ધ થઇ શકે છે તે માત્ર ઉક્ત સાક્ષરની સરળતાને જ આભારી છે, એમ કહું તો તેમા ખોટું નથી.

શ્રીયુત્ તનસુખરામભાઇએ મોકલાવેલી ચાર પ્રતો નીચે પ્રમાણે હતીઃ—

૧. કવિ ભોજા કૃત. આ પ્રતમા માત્ર ૧૬ કડવાં છે. તેમાં રચ્યા સાલ નથી, પણ લખ્યા સાલ નીચે પ્રમાણે છે. " સંવત ૧૮૦૨ વરખે પોશ સુદ ૧૦ વાગ રવુઉ શપુરણ ઉતારૂ છે. મી. વેલજી મુળજીની પોઠીમાંથી ઉતાર છે. જેવુ હતુ તેવુ ઉતારૂ છે. "

૨. કવિ વિષ્ણુદાસ કૃત. આ પ્રત અધુરી છે એમા કડવાં ૧૬ છે. અંત વિભાગ નથી, એટલે રચ્યા કે લખ્યા સાલ જણાતી નથી. એ પ્રત ઘણી જ ટુકી છે.

૩. કવિ ભવાનીશંકર કૃત. આ પ્રતમાં ૬૮ અધ્યાય* છે. કાવ્યની રચ્યા સાલ નથી, પરંતુ લખ્યા સાલ " સંવત ૧૯૫૨ ના વરખે વૈહીશાખ વીદી ૪ સમપુરણ લખી. " એ પ્રમાણે છે.

૪. આ પ્રતમા કવિનુ નામ કોઇ સ્થળે જણાતું નથી. તેમ તેમા રચ્યા સાલ પણ નથી. પરતુ એની લખ્યા સાલ એમા નીચે પ્રમાણે છે:—" સંવત ૧૮૮૫ ચૈ. ૮૬ સંવત ૧૭૫૧ પ્રવર્તમાને ઉતરણ ગત શ્રા સૂર્યે માસોતમ માસે આશાડ માસે શુધ પક્ષે ૮ વાર ગુરૂવારે સંપૂર્ણ લષ્યતે".

આ ચાર પ્રતો ઉપરાંત મારી પાસેની અશ્વમેધ પર્વમાંની બભ્રુવાહન આખ્યાનની તથા મને પ્રાપ્ત થયેલી બભ્રુવાહન આખ્યાનની હસ્તલિખિત પ્રત મળી બે પ્રતો હતી. એ પ્રમાણે બધી મળી છ પ્રતો થવાથી એક બીજી પ્રતોના પાઠો સરખાવી જોવાની મને ઘણી અનુકૂળતા થઇ હતી, અને એથી જ આ બભ્રુવાહન આખ્યાનનુ પુસ્તક સંશોધી પ્રજા સમક્ષ હું મૂકી શકું છું. આ ઉપરાત વડોદરાની સેંટ્રલ 'લાયબ્રેરી'માંથી રા. રા. ચીમનલાલ ડી. દલાલ એમ. એ. એમના તરફથી એક પ્રત મળી હતી તે સુરતના કવિ હરિરામકૃત બાવીસ કડવાંની હતી. એમાં એ પ્રતની અંતે નીચે પ્રમાણેનો ઉલ્લેખ થયેલો જોવામાં આવે છે.

* એ પ્રતમા કવિકૃત આખું 'રણયજ્ઞ' ઉતારેલું છે તેને લીધે એમાં ૬૮ અધ્યાય છે.

સંવત ૧૬૯૫ વરખે, ઉનામ ભાદ્રુપદ માસ રે,
શુદ ૫ચમી ગુરૂવારે, પુરણ ગ્રંથ પ્રકાશ રે.

સકળને એણી શીરોમણી, એ સુરજપુર અવીયાન રે;
કવિતા વાસ વસે હરિપુરમા, આઉદીચ ગનાતી અભીયાંન રે.

શ્રી ગુરૂ બ્રમણુની વીરનવ જનની, કવી તે શહુના દોશ રે;
વીરભટનો સુત વીનવે, હરીરામ હરીનો દાસ રે.

બભ્રુવાહનનું અખ્યાન સંમપૂરણ લખુ છે. સંવત ૧૮૩૦ ના અસ્વન વદી છેહ લખુ છે. નાડેશર મધે બ્રહ્મણ વજેરામ ગાંગારામે લખ્યું છે. ખરૂ ખોટુ તપાસીને વાંચજો. જેવી પ્રત હુતી તેવી ઉતારી છે. એ ચોપડી શા. કેસુરદાસ જીવનદાસની પોથી ઉતારો છે. સંવત ૧૮૭૨ ના વરખે ભાદ્રવા સુદ બીજ વાર રવીઉએ સંપુરણ થઈ છે.

એ પ્રતમાં કડવા ૨૨ છે, પરંતુ તે બધાં ટુંકા છે. પ્રેમાનંદના આખ્યાનમાં જે રસ તથા વર્ણન છે તે આમાં નથી.

લખ્યા સાલ પ્રમાણે એ ૭ પ્રતોમાં સૌથી જૂની પ્રત નં. ૩ નો કવિ ભવાનીશંકરવાળી છે, એમ તેમાની સાલ ઉપરથી સમજાય છે. એ ૭ પ્રતોમાં કવિ ભોજા વાળીનો, કવિ વિષ્ણુદાસ વાળીનો, અને મહાભારતના આખ્યાનનો પાઠ એક બીજા પાઠોથી જુદો જુદો છે. એ બધી પ્રતોમાંનો કથાભાગ કાંઇક અંશે મળતો તો આવે છે, પરંતુ લીટીઓમાં તો કોઇ સ્થળે સમાનતા નથી. બીજી ત્રણ પ્રતોમાં કવિ ભવાનીશંકર વાળી પ્રતનો, કવિના નામ વિનાની પ્રતનો અને કવિકૃત મને પ્રાપ્ત થયેલી પ્રતનો પાઠ અહીં તહીં થોડા ઘણા પાઠફેર સિવાય એક જ છે. એમ કહું તો તે ખોટું નથી. ફેર માત્ર એટલો જ છે કે કવિ ભવાનીશંકરે

જનમે જે રળીયાત જ થઓ, કહો જઅસુન કાંહા હઅ ગઓ,
વઆન વડે બોલા રૂષી ભાણુ, સુણ પરીક્ષત ચતુરસુજાણુ,

સરસ્વતીને સંભારે કવી, કેહે એ પર કથા ઇહાંથી હવી.
આદ ઇશ્વર માહારી માત, ભવાનીશંકર પૂછે વાત.

સુત તાહારો સુબુધ આપ, દુક્રીત બુધી તુ કાપ.
એકાંત પુછે હું તુને, શાચી વાણી આપો મુને.

ગાદ્ય આખ્યાનની શરૂઆત કરી છે, ત્યારે ચોથી અને છેલ્લી પ્રતમાં નીચે પ્રમાણે આરંભ છેઃ—

પ્રથમ પૂજૂ ગણપતીના પાએ, જે પ્રતાપે ગ્રંથજ થાએ.
ઉમયાસુત પ્રાક્રમ છે પ્રૌઢ, સાંભળતાં થૈશ દીગમુઢ.

શીદુર સોભીત સાચો દેવ, સુરીનર મુનીજન કરે સેવ.
પરમેશ્વર પેલો પુજાએ, રીધી સીધી આપે એ રાયે.

સરસ્વતીને સંભારે કવી, ભજને બુધી આપજે નવી.
આદ ઇશ્વરી માહારી માત, કેહે કવિતા પૂછુ વાત.

સુત તાહરાને બુધી આપ, દુક્રીત સાત જનમના કાપ.
એકાંતે પૂછુ મા તુને, અવીચલ વાણી આપોને મને.

ચોથી અને છેલ્લી પ્રતમાં આરંભ ઉપર પ્રમાણે છે, પરંતુ કવિના નામવાળી પ્રતમાં

આદ્ય ઇશ્વરી મારી માત, કહે પ્રેમાનંદ પૂછું વાત.

એવો પાઠ છે. ત્રીજી અને ચોથી પ્રતનો અંત વિભાગ નીચે પ્રમાણે છે;—

અર્જુન તે બભ્રુનો બાપ, સુણતા શધ ગઉ સહુ પાપ.
અલપ મૃત્યુ વિધન સહુ ટળે, સુણતાં વૈવ તે જનને મળે.
નૃપને જૈમુનિ કહે વારતા, સુણતાં બભ્રુવાહન કથા.
સાર્દુલ સર્પ તણો તો નહીં, માહા ઘાત મુકાએ સહી,
જનમેજેએ મહીમા લહઓ, અર્જુન હય ચાંલ તો થઓ.

આ પછી ચોથી પ્રતમાં

'શ્રોતાજન સાંભળો મન ધરી, એક વાર બોલો જે શ્રી હરી.'

એવી એક જ વધારાની લીટી છે, પણ ત્રીજી પ્રતમાં 'અર્જુન હય ચાલંતો થઓ' તે પછી

હે હીડે અરજુનનો, મણીપુરનો મહીમાઅ.
કથા ભવાનીશંકર કહે, પાતક પરસે થાઅ.
મહાલીસે ચતુરારી છે, જુગત ઘણી પર જોઅ,
ભારત ભાષે ભારતી, દોશ ન દેશો કોઅ.

એવો ભંગ વધારાનો છે. એ સિવાય એ બને પ્રતોમા કોઇ કોઇ ઠેકાણે થોડો થોડો પાઠફેર છે તેને આપણે સ્વાભાવિક ગણી શકીએ. તથાપિ ત્રીજી પ્રતમાં બભ્રુવાહન આખ્યાન ઉપરાત અર્જુન પડયો ત્યારે જનમેજયે પ્રશ્ન કર્યો કે દીકરાએ બાપને માર્યો હોય એવો પ્રસંગ અગાઉ કદિ બન્યો છે કે આ નવો છે' તેના ઉતરમા જૈમિનિએ કહ્યું કે ત્રેતાયુગમા એટલે રામાવતારમા શ્રી રામને પોતાના દીકરા લવકુશ સાથે એવું યુદ્ધ થયું હતું અને તેમા લવકુશે રામને એટલે પિતાને માર્યા હતા. આ કથા ઉત્તરરામ ચરિત્રની છે. પ્રેમાનંદ કવિએ પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ બને લખ્યા છે. પૂર્વાર્ધમાં રણયજ્ઞ છે, ને ઉત્તરાર્ધમાં લવકુશ આખ્યાન છે. કવિકૃત લવકુશાખ્યાન મેં મારી નજરે જોયું છે. એની એક પ્રત મુબાઇના સુપ્રસિદ્ધ સાહિત્યપ્રેમી શેઠ સાહેબ પુરુષોત્તમ વિશ્રામ માવજીના પુસ્તકસંગ્રહમાં છે. તેઓ શ્રીએ એ પ્રત રાજકોટમાં મળેલી ત્રીજી સાહિત્ય પરિષદના પ્રદર્શનમાં પ્રદર્શિત કરી હતી × લવકુશાખ્યાન બભ્રુવાહન આખ્યાનનું ઉપાખ્યાન છે એટલે તે સાથે એનો નિકટનો સંબંધ હોવાથી આ બભ્રુવાહન આખ્યાનની સાથે સાથે જ એ ઉપાખ્યાન પણ પ્રસિદ્ધ થઇ શકયું હોત તો ઘણું સારૂ થાત, પરતુ અત્યારે તે બની શકયુ નથી તે માટે દિલગીર છું. અશ્વમેધપર્વમાંના બભ્રુવાહન આખ્યાનમા એ ઉપાખ્યાનની કથા છે. ત્રીજી

× ત્રીજી સાહિત્ય પરિષદનો અહેવાલ અને નિબંધ સગ્રહ પૃષ્ઠ ૧૨૪ નં. ૧૯૦.

પ્રતમાં જે કથા આપવામાં આવી છે તે ઉત્તરરામચરિત્રની નથી, પરંતુ પૂર્વકથા છે એમા પ્રેમાનંદ રચિત આખુ રણયજ્ઞ જ આપેલું છે. એ ઉપ-રથી શકા થાય છે કે ત્રીજી પ્રતમા આરંભમાં અને અંતે કવિ ભવાનીશ કરનું નામ લખવામા આવેલું છે તે માત્ર ભૂલ થયેલી હશે. પ્રેમાનંદ કવિની પહેલાં કે પછી એ નામનો કોઇ કવિ થયેલો જાણ્યામા નથી*. તે ઉપરાંત ચોથી અને છેલ્લી પ્રત સાથે એ કવિનો બીજો બધો પાઠ મળતો આવે છે તેથી પણ આપણે કહી શકીએ કે કોઇએ એ નામ તેમા અડાવો દીધું હશે. વળી, કવિના નામ વિનાની ચોથી પ્રતમાં તેમજ છેલ્લી પ્રતમા લવકુશાખ્યાનનો પાઠ આપ-વામાં આવલો નથી. વિશેષમા ચોથી પ્રતમા એ સબંધી એટલો જ ઉલ્લેખ જોવામાં આવે છે કે "લવકુશનું આખ્યાન એ ચોપડીમા હતુ નહી માટે લખુ નથી" છેલ્લી પ્રતમાં તો એટલું એ નથી. આ પ્રમાણે ત્રીજી, ચોથી અને છઠ્ઠી પ્રતોના પાઠ તો સહેજસાજ ફેર સિવાય એક જ છે, અને પાંચમી એટલે અશ્વમેધ પર્વમાંના બભ્રુવાહન આખ્યાનની પ્રત ઉક્ત ત્રણ પ્રતો સાથે શબ્દશ સમાન નથી, છતા વિચારમા, ભાવમા, યોજનામા અને વસ્તુમાં એક જ છે; તેથી ઉકત ચારે પ્રત એક સાથે વાચ્યાથી આપણને માલૂમ પડી જાય છે કે એ ચારે પ્રતો એક જ કર્તાની કૃતિ હોવી જોઇએ. એમ છતાં પણ પાંચમી પ્રતમા કુંતાનું સ્વપ્ન તથા તેની સ્તુતિ નથી. એટલી તે અન્ય પ્રતોથી જુદી પડે છે

હવે હસ્તલિખિત પ્રતો વિષે બે બોલ બોલવા યોગ્ય ધારૂં છું. લગભગ બધી પ્રતો આ ઉપોદ્ઘાતમા નમૂના આપ્યા છે તેવી જ અશુદ્ધ છે. લહી-આઓ કોઇકમાં બ્રાહ્મણ તો કોઇકમાં વાણીયા એવું જણાય છે, એટલે પ્રત

---

* ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદનો 'અહેવાલ તથા નિબંધ સંગ્રહ'ના પૃષ્ઠ ૪૮૮ મે અનુક્રમ અંક ૨૯૨ એ ભવાનીશ કરનું નામ વાંચ-વામાં આવ્યું છે. એમનું રચેલું કાવ્ય 'જ્ઞાનમાર્ગના પદ' અપ્રસિદ્ધ છે.

ઓડીઆ લિપિની; તેથી કરીને આ આખ્યાન સંશોધન કરી શુદ્ધ કરતાં મારાથી જેટલું બન્યું તેટલું કર્યું છે. અર્થ કરવામાં બનતાં સુધી અનર્થ થવા દીધો નથી, છતાં પણ દોષ રહી ગયા હશે તેને માટે ક્ષમા ચાહું છું. જ્યાં જ્યાં પ્રતોના પાઠોમાં ઘણો તફાવત માલમ પડયો છે ત્યાં ત્યાં નોંધ આપી છે.

માત્રામેળ પણ ઘણે ઠેકાણે નથી. પ્રેમાનંદને માત્રાછંદ ઉપર પ્રેમ ન હતો એમ નથી, પણ આશાવરી, કેદારો, સિંધુ વગેરે રાગો તેને ઘણા પ્રિય હતા તેથી તે રાગોમા તેણે આખ્યાનો કર્યાં હતાં, પરંતુ અસલ પ્રતોમાં દોહરા અને ચોપાઇ હોવાથી તેમાં ફેરફાર નહિ કરતાં, તથા મારૂં નહિ ઉમેરતાં પ્રત જેવી હતી તેવી, પરંતુ તેને શુદ્ધ કરી, પ્રસિદ્ધિમાં મૂકી છે. તેથી દોષ રહેલા છે, પણ તે દરગુજર કરવા વિજ્ઞપ્તિ છે.

બભ્રુવાહન આખ્યાનની છ પ્રતો સબંધી આટલી પ્રસ્તાવિક નોંધ કર્યા પછી તેમાંનો કથા વિભાગ લેતા પહેલાં પહેલી અને બીજી પ્રતોમાં એ આખ્યાનનો આરંભ કેવી રીતે કરવામાં આવેલો છે તે જોવું આવશ્યક છે. એથી એ સમયમા કેવી ભાષા હતી તેનો કાંઇક ખ્યાલ આપણને આવશે. પહેલી કવિ ભોજાવાળી પ્રતમાં આરંભમા

પૂરવ છાહે, સરસ્વતી લાગુ પાએ
અસવ તણી પૂજા કરી, અરજુન લાગો પાઅ
રાષસ દેસ્યથી મેહેલીઓ, મારગ ચાલો જાએ
રાષસ દેસ્યથી હેય ગયો, સેન સકલ પુઠ પલાએ
અનેક ભોમ્ય છાડી ગઓ, મણીપુર નગરે પોહોતો થઓ
બંબરૂવાન રાજા બલવાન, સેના તણો ન લાભે અંત

છે. ત્યારે કવિ વિષ્ણુદાસવાળી પ્રતમાં

શ્રી ગુણપતી ગુણ ગાએરે, પાયે લાગી પેહેલો પ્રણમુરે
પ્રરણમુ ગુણ વરણવુ, પદ આપો આદીત
બ્રહ્મતનયા સરસ્વતી, ત્રીભોવ્યન તાહારી ક્ષાત

માત તુજ ચરણે નમુ, જાણી મુન્ય હુલ્લાસ
વિષ્નુ કહે માહરા મન તણી, પૂરો અભિશેક આશ
પ્રેમે કરી પૂજા રચું, પરણમી લાગુ પાએ
આક્ષાન કહુ બભ્રુવાહનન, આપઓ વાણી માએ

એવું છે

બભ્રુવાહન આખ્યાનની કથા છએ પ્રતમા બહુ ભાગે એક સરખી છે. કથા એવી છે કે પાંડવો મહાભારત લડયા, ને તે યુદ્ધમાં કાકા, પુત્ર, પૌત્રાદિક, સાળા, મામા, સ્નેહીઓ અને સહકુટુંબીઓ માર્યા ગયા તેનું પાપ પાંડવોને માથે આવ્યુ એવું યુધિષ્ઠિર રાજાને મનમા આવ્યું. એ પાપ તેમણે મહાન ગણ્યું. શ્રી કૃષ્ણ ભગવાન તેમને તેમના પ્રત્યેક કાર્યમાં હમેશાં સહાયતા આપતા હતા તેમના સમજાવ્યાથી પણ તે સમજ્યા નહિ. શ્રી ભગવાને તેમને કહ્યું કે કર્તાહર્તા હું છું. તમે કાઇ કર્યું નથી. તમે માત્ર નિમિત્ત છો, મ્હારામાં વિશ્વાસ રાખો, ને શોક પરહરી સુખેથી રાજ્ય ભોગવો. પરંતુ ધર્મરાજાનું મન એથી માન્યું નહિ ને એ પાપના પ્રાયશ્ચિતનો ઉપાય તે શોચવા લાગ્યા. આખરે વ્યાસજીએ એ પાપમાથી મુક્ત થવાને માટે યુધિષ્ઠિર રાજાને અશ્વમેધ યજ્ઞ કરવાને સલાહ આપી. શ્રી ભગવાનની સંમતિ વિના કશું કરવું નહિ એ સિદ્ધાંત તો તેમણે મૂકયો જ નહિ. તેમણે શ્રી ભગવાનને યાદ કર્યા, એટલે ભગવાન્ પોતે પધાર્યા. વાત કરતાં એમણે તેમને ફરી સમજાવ્યા, પરંતુ ધર્મરાજાનો આગ્રહ જોઇ યજ્ઞની આજ્ઞા આપી. સૂક્ષ્મ નજરે જોતાં યુધિષ્ઠિર રાજાની શ્રી ભગવાન પ્રત્યે અશ્રદ્ધા આમાંથી ફલિત થાય છે, ને તેને લીધે અર્જુન, જે શ્રી કૃષ્ણ ભગવાનનો સખા હતો, તેને એક વર્ષ ઘોડાનું રક્ષણ કરવામાં ઘણાં વિઘ્નો આવ્યાં તથા તેને ઘણું ભોગવવું પડ્યું. એવી અશ્રદ્ધા ભગવાન પ્રત્યે ન હોત તો તે સર્વ શા માટે ભોગવવું પડત ! સુધન્વા આખ્યાનમાં તો શ્રી ભગવાનને જાતે આવવું પડયું હતું, અને એણે તેને સહાયતા કરી તો જ તે જીત્યો હતો. એ સંબંધમાં આ આખ્યાનમાં પણ

" હંસકેતના પુત્ર પવિત્ર, સદાકાળ વિષ્ણુના મિત્ર.
તે સાથે પણ બાણ થાપ્યું, ચોવીસ જન્મનું પુન્ય આપ્યુ."

એવો ઉલ્લેખ છે. એ સંકટો અશ્રદ્ધાના જ પરિણામ હતા એમ આપણે કહી શકીએ

યજ્ઞની શરૂઆત કરી. ઘોડો યૌવનાશ્વ રાજાને જીતી આણવામા આવ્યો. યુધિષ્ઠિર રાજાએ દીક્ષા લીધી પૂજન કરી ઘોડો છૂટો મૂકવામાં આવ્યો, ને અર્જુનને તેના રક્ષક અર્થે મોકલવામાં આવ્યો સાથે વૃષકેત, અનુસાલવ, પ્રદ્યુમ્ન સાત્યિકિ, કૃતબ્રહ્મા વગેરે યોદ્ધાઓ રક્ષા અર્થે ગયા. ઘોડો દેશ દેશાવર ફર્યો. તે ફરતા ફરતા નીલધ્વજ રાજાના ગામમા આવ્યો. અહીં તે બધાયો. આથી યુદ્ધ થયુ. નીલધ્વજ હાર્યો. તેને ઘોડો પાછો આપવો પડ્યો, તથા અર્જુનની સાથે તેને જવું પડયુ. નીલધ્વજ રાજાની જવાલા નામની સ્ત્રી હતી તેને ઘણું ખરાબ લાગ્યુ ને અર્જુનને કોઇ રીતે મારી વેર વાળવાનો તેણે નિશ્ચય કર્યો આથી તે ગંગાજી ગઇ ને ગાંગેવને માર્યાનું વેર લેવાને માટે ગંગાજીને પાટુનો પ્રહાર કરી તેમને ઉશ્કેર્યાં. કવિના મહાભારતના બભ્રુવાહન આખ્યાનના શબ્દોમાં કહીએ તો ગંગાજીએ એ શાપ

" ષડ માસમા અર્જુન ત્હારૂ ભૂમિ પડજો શીશ; *
પ્રધાનાદિકનું પડજો પહેલું, એમ કહ્યું ગંગા રીસ."

હતો. આથી જવાલાના મનનું સમાધાન થયું, પણ વિશેષમાં ગંગાજીએ કહ્યું કેઃ--

જા જવાલા બળી ભસ્મ થા તું, પદ હુતાશન માંહ, *
બભ્રુવાહન તણે ભાથે, ભલક ભલ જઇ માહ.

આ પ્રમાણે અર્જુનને ગંગાજીનો શાપ હતો. ઘોડો ફરતો ફરતો બભ્રુવાહનના મણિપુર ગામમાં આવ્યો. અહીં તે બંધાયો, પરંતુ પત્ર વાંચતાં રાજાને

* જુઓ 'સાહિત્ય' પ્રેમાનંદ કૃત પાંડવાશ્વમેધ પૃષ્ઠ ૧૨૯, સપ્ટેમ્બર ૧૯૧૬ અંક ૯. પૃષ્ઠ ૪૯૭, અથવા મહાકવિ પ્રેમાનંદ કૃત પાંડવાશ્વમેધ.

માલૂમ પડયું કે એ પાંડવોનો અશ્વ છે, ને તેના રક્ષક અર્જુન પોતાના પિતા છે. પુત્રે પિતાની સામે યુદ્ધ કરવું એ શાસ્ત્ર વિરૂદ્ધ છે માટે તેણે મંત્રીની સલાહ લઇ અર્જુન પધાર્યા છે તો રિદ્ધિ સિદ્ધિ વગેરે સાથે તેમના દર્શને જવાનો નિશ્ચય કર્યો. બભ્રુવાહન આવ્યો ને પિતા આગળ બધું નજર કરી પોતે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા, અને થએલા અપરાધ માટે ક્ષમા માગી તથા પિતા પુત્ર સંબંધ કહી જણાવ્યો. અર્જુનને ગંગાજીનો શાપ હતો એટલે તેને માથે મોત ભમતું હતું, તેથી એ વચ્ચે પિતા પુત્રનો સંબંધ કહ્યાથી તેને ઘણો ગુસ્સો ચડયો અને અર્જુને તેને ન કહેવાના શબ્દો કહ્યા તથા માથા ઉપર પાટુનો પ્રહાર કર્યો બભ્રુવાહન અર્જુનનો જ પુત્ર હતો. તે ક્ષત્રી હતો, તેથી તેનાથી સતી માતાનું અપમાન, અરે! એકલું અપમાન જ નહિ પરંતુ તેને વ્યભિચારનો આરોપ અને શિર પર લાત એ બધું એનાથી સહન થઇ શક્યું નહ. તે ઉઠયો, અને ફરતા જ 'શુદ્ર તણા જો જો હવે હાથ' બોલતો માર્ગે પડયો.

બાપ દીકરા વચ્ચે યુદ્ધ થયું. અર્જુનના તમામ યોદ્ધાઓ એક પછી એક રણમા પડયા વૃષકેત પડયો, ને આખરે અર્જુન પણ જવાલા નામના બાણે રણમા રહ્યો. કથાનો આટલો ભાગ મુખ્ય છે. આ બનાવ બને છે તે પહેલા કુંતાજીને સ્વપ્ન આવે છે. આ સ્વપ્ન અશ્વમેધ પર્વના બભ્રુવાહન આખ્યાનમા નથી. ચિત્રાંગદા તથા ઉલૂપએ આક્રંદ કર્યું. શેષ નાગ પાસેથી સજીવન મણિ લાવી અર્જુનને સજીવન કરવાની યુકિત ઉલૂપએ બતાવી. પણ મણિ ન મળતાં બભ્રુવાહન ગયો, નાગ સાથે લડયો, અને નાગને હરાવી મણિ લાવ્યો. શ્રી કૃષ્ણ ભગવાન કુંતાજી તથા ભીમ વગેરેને લઇ રણસંગ્રામ ઉપર આવી પહોંચ્યા ને અર્જુનને, વૃષકેતને તથા સર્વ સૈન્યને સજીવન કર્યું. તેમણે અર્જુનને તથા બભ્રુવાહનને ભેટાડયા અને ઘોડો પાછો ત્યાંથી નીકળી બીજે સ્થળે ગયો. શ્રી ભગવાન્ આદિ હસ્તિનાપુર પાછા ગયા. આ કથા છે.

બભ્રુવાહનનું આખું આખ્યાન વાચતાં જણાય છે કે પુત્રને હાથે પિતા મર્યો તેનું કારણ અભિમાનને લીધે હતું એવું કવિનું કહેવું છે. તેણે ગાયુ

છે કે "સુણુ માના સઘળો મર્મ, અર્જુન ધરે અહંકારી કર્મ." લવ કુશાખ્યાનમાં પણ કવિએ એવું જ કહ્યું છે. દૃષ્ટાંત તરીકે લવે અશ્વમેધના હયના કપાળ ઉપર પત્ર વાંચ્યું ત્યારે તેને ક્રોધ ચડ્યો હતો, ને કહ્યું હતું. "અક્ષર લખ્યા રામચંદ્રે, અભિમાનને માટય."* આ પ્રમાણે કવિ પોતાના આખ્યાનની રચના શ્રોતાઓને નીતિ પાઠ શીખવવાને રચી હોય એમ જણાય છે. વિનીતતા એજ મહાન્ પુરુષોનું મુખ્ય ભૂષણ છે એવો તેણે નૈતિક બોધ આપ્યો છે. એમા જ કવિની વિશેષતા છે.

પ્રેમાનંદ કવિ ચિત્રકારની અદ્ભુત શકિત ધરાવે છે એ આપણે એનાં બીજાં કાવ્યો પરથી જાણીએ છીએ. ચિત્ર ચીતરવામાં, ચિત્રને અનેક રંગોના પુટ દેવામાં તેની કલમ અવધિ કરે છે. તે તેમ કરવામાં ચિત્ર એવુ સુંદર, મનનીય અને બોધક આલેખે છે કે તેથી આપણા મનમાં તેને માટે ભાવ ઉત્પન્ન થાય છે. સામાન્ય કથામાથી નવનવાં ચિત્રો ખડાં કરી રમણીયતા, ટકોળ તથા રસથી શ્રોતાઓને આનંદ આપવો એ કવિની જ ચાતુરી છે. વળી એક રસમાંથી તે રસની જરા પણ ક્ષતિ થયા સિવાય બીજા રસમાં ઉતરી પડવું એ કવિ પ્રેમાનંદથી જ બની શકે છે. એ તમામ શકિત બભ્રુવાહન આખ્યાનમાં પણ સાક્ષાત્કાર થાય છે. કવિનો સ્વભાવ એક આખ્યાનમાં એકાદ બે મુખ્ય રસ લેવાનો છે. પછી તે મુખ્ય રસમાં બીજા રસનો સ્વાદ ચખાડી શ્રોતાઓને ખુશી કરે છે. તેજ પ્રમાણે બભ્રુવાહન આખ્યાનમાં પણ તેણે વીરરસ અને કરૂણારસ પ્રધાનપદે રાખી હાસ્ય, વાત્સલ્ય વગેરે રસો ગૌણપદે રાખ્યા છે. દૃષ્ટાંત તરીકે અર્જુન અને વૃષકેતના માથાં બોરાઇ ગયાં ત્યારે કુંતાજીએ શ્રી ભગવાન્‌ની સ્તુતિ કરતાં કહ્યું છે કે 'તું ચાતુર તું ચોર' તે ઉપરથી શ્રી ભગવાન્' ભીમ આગળ 'જુઓ ભીમ, કુંત કહે ચોર' એ શબ્દોથી પરિયાદ કરે છે તે ઉપહાસ છે. વળી સજીવન મણ આવતાં કુંતાજીના મનમાં એવો વિચાર આવે છે કે વૃષકેતુ કર્ણનો દીકરે

* સાહિત્ય' અંક ૬ જુન ૧૯૧૭. પૃષ્ઠ ૧૪૮. પ્રેમાનંદકૃત પાંડવાશ્વમેધ પૃષ્ઠ ૨૪૮.

છે, તેથી તેના ઉપર શ્રી ભગવાનનો પ્રેમ ઓછો, ને અર્જુન એમને ઘણો વ્હાલો તેથી કરીને મણિ અર્જુનને પહેલાં બતાવવામાં આવશે ને તેમ કરવામાં કદિ મણિ વપરાઇ જશે તો મારો વ્હાલો પુત્ર વૃષકેત સજીવન નહિ થાય. એવા વિચારથી અર્જુન પહેલાં વૃષકેતને સજીવન કરવાને તે કૃષ્ણને વારંવાર આગ્રહ કરે છે. એ શું બતાવે છે ? માત્ર વાત્સલ્યભાવ તથા સ્ત્રી સ્વભાવ. વળી, આ આખ્યાનમા કવિએ એક બીજું ચિત્ર ચીતર્યું છે. તેથી આપણને તેના સમયના રિવાજનો કાંઇક ખ્યાલ મળે છે. ૧૪ મા કડવામાનું ચિત્રાંગદા અને ઉલૂપિનું છાતીફાટ રડવું, પીટણી પાડવી, પડવું આખડવું, વળી ઉભા થવું અને 'પરોણા' કહી કૂટવું, એ બધું આજના સમયમા સ્ત્રીઓ કૂટે છે ત્યારે જે આપણે આજે જોઇએ ન સાભળીએ છીએ તેવુ જ આબેહૂબ ચિત્ર નથી ? શું પાંડવ કૌરવના સમયમા આવોજ રિવાજ હશે, ને તે પ્રેમાનંદ કવિના સમયમા પણ તે ને તે ટકીને ચાલુ રહ્યો હશે ? પ્રેમાનંદના સમયની સ્ત્રીઓ એજ પ્રમાણે પીટણી પાડી રડાપીટ કરી મુકી આજના જેવો વિલાપ કરતી હશે ? કવિનો સ્વભાવ છે કે જનસમાજના ચિત્રો પાડવા. તે પ્રમાણે એના સમયનુ એણે બારીક નિરીક્ષણ કરેલું એટલે એનાં પુસ્તકો તે સમયની પ્રતિમા છે. કવિના ટકોળી સ્વભાવની ટોળ કદી છૂપી રહી શકતી નથી એની કાવ્યરચનાના કેટલાક સામાન્ય પ્રસંગો એક બીજા આખ્યાનોમા દૃષ્ટિગોચર થાય છે. આ આખ્યાનમાં કુંતાજીની સ્તુતિ છે, તો સુધન્વા આખ્યાનમા સુધન્વાએ શ્રી ભગવાનની સ્તુતિ કરી છે, પરંતુ એ બેમા કવિએ સ્તુતિની પદ્ધતિ જુદી રાખી છે. શ્રી કૃષ્ણ ભગવાને શ્રીમદ્ ભગવદ્‌ગીતામાંનો દશમા અધ્યાયનો વિભૂતિ યોગનો ઉપદેશ આપ્યો હતો તેને મળતી સ્તુતિ આ આખ્યાનમા છે એટલે તે આધ્યાત્મિક છે; એટલી એમા વિશેષતા છે એ સ્તુતિ અશ્વમેધ પર્વમાંના બભ્રુવાહન આખ્યાનની કથામાં નથી. પ્રેમાનંદે અનેક આખ્યાનો લખ્યાં છે, તથાપિ પ્રત્યેકમાં કંઇક વિશેષ રંગ મૂકી તથા વિશેષતા રાખી દરેકને સુંદર અને રમણીય બનાવ્યું છે.

બભ્રુવાહન આખ્યાનની સમાલોચના કરતાં આપણને જણાય છે કે

છે કે "સુણુ માના સઘળો મર્મ, અર્જુન ધરે અહંકારી કર્મ." લવ કુશાખ્યાનમાં પણ કવિએ એવું જ કહ્યું છે. દૃષ્ટાંત તરીકે લવે અશ્વમેધ હયના કપાળ ઉપર પત્ર વાંચ્યું ત્યારે તેને ક્રોધ ચડ્યો હતો, ને કહ્યું હતું "અક્ષર લખ્યા રામચંદ્રે, અભિમાનતે માટય."* આ પ્રમાણે કવિ પોતાના આખ્યાનની રચના શ્રોતાઓને નીતિ પાઠ શીખવવાને રચી હોય એમ જણાય છે. વિનીતતા એજ મહાન્ પુરુષોનું મુખ્ય ભૂષણ છે એવો તેણે નૈતિક બોધ આપ્યો છે. એમાં જ કવિની વિશેપતા છે.

પ્રેમાનંદ કવિ ચિત્રકારની અદ્‌ભુત શકિત ધરાવે છે એ આપણે એનાં બીજાં કાવ્યો પરથી જાણીએ છીએ. ચિત્ર ચીતરવામા, ચિત્રને અનેક રંગોના પુટ દેવામાં તેની કલમ અવધિ કરે છે. તે તેમ કરવામાં ચિત્ર એવુ સુંદર, મનનીય અને બોધક આલેખે છે કે તેથી આપણા મનમા તેને માટે ભાવ ઉત્પન્ન થાય છે. સામાન્ય કથામાથી નવનવાં ચિત્રો ખડાં કરી રમણીયતા, ટકોળ તથા રસથી શ્રોતાઓને આનંદ આપવો એ કવિની જ ચાતુરી છે. વળી એક રસમાંથી તે રસની જરા પણ ક્ષતિ થયા સિવાય બીજા રસમા ઉતરી પડવુ એ કવિ પ્રેમાનંદથી જ બની શકે છે. એ તમામ શકિત બભ્રુવાહન આખ્યાનમાં પણ સાક્ષાત્કાર થાય છે. કવિનો સ્વભાવ એક આખ્યાનમા એકાદ બે મુખ્ય રસ લેવાનો છે. પછી તે મુખ્ય રસમાં બીજા રસનો સ્વાદ ચખાડી શ્રોતાઓને ખુશી કરે છે. તેજ પ્રમાણે બભ્રુવાહન આખ્યાનમાં પણ તેણે વીરરસ અને કરૂણારસ પ્રધાનપદે રાખી હાસ્ય, વાત્સલ્ય વગેરે રસો ગૌણપદે રાખ્યા છે. દૃષ્ટાંત તરીકે અર્જુન અને વૃષકેતના માથા ખોવાઇ ગયાં ત્યારે કુંતાજીએ શ્રી ભગવાનની સ્તુતિ કરતાં કહ્યું છે કે 'તું ચાતુર તું ચોર' તે ઉપરથી શ્રી ભગવાન્' ભીમ આગળ 'જુઓ ભીમ, કુંતા કહે ચોર' એ શબ્દોથી ફરિયાદ કરે છે તે ઉપહાસ છે. વળી સજીવન મણી આવતાં કુંતાજીના મનમાં એવો વિચાર આવે છે કે વૃષકેતુ કર્ણનો દીકરો

* સાહિત્ય' અંક ૬ જુન ૧૯૬૭. પૃષ્ઠ ૧૪૮. પ્રેમાનંદકૃત પાંડવાશ્વમેધ પૃષ્ઠ ૨૪૮.

છે, તેથી તેના ઉપર શ્રી ભગવાનનો પ્રેમ ઓછો, ને અર્જુન એમને ઘણો વ્હાલો તેથી કરીને મણિ અર્જુનને પહેલાં બતાવવામાં આવશે ને તેમ કરવામાં કદિ મણિ વપરાઇ જશે તો મારો વ્હાલો પુત્ર વૃષકેત સજીવન નહિ થાય. એવા વિચારથી અર્જુન પહેલાં વૃષકેતને સજીવન કરવાને તે કૃષ્ણને વારંવાર આગ્રહ કરે છે. એ શું બતાવે છે? માત્ર વાત્સલ્યભાવ તથા સ્ત્રી સ્વભાવ. વળી, આ આખ્યાનમાં કવિએ એક બીજું ચિત્ર ચીતર્યું છે તેથી આપણને તેના સમયના રિવાજનો કાંઇક ખ્યાલ મળે છે. ૧૪ મા કડવામાંનું ચિત્રાંગદા અને ઉલૂપિનું છાતીફાટ રડવું, પીટણી પાડવી, પડવું આખડવું, વળી ઉભા થવું અને 'પરોણા' કહી કૂટવું, એ બધું આજના સમયમાં સ્ત્રીઓ કૂટે છે ત્યારે જે આપણે આજે જોઇએ ન સાભળીએ છીએ તેવુજ આબેહૂબ ચિત્ર નથી? શું પાંડવ કૌરવના સમયમાં આવોજ રિવાજ હશે, ને તે પ્રેમાનંદ કવિના સમયમા પણ તે ને તે ટકીને ચાલુ રહ્યો હશે? પ્રેમાનંદના સમયની સ્ત્રીઓ એજ પ્રમાણે પીટણી પાડી રડાપીટ કરી મુકી આજના જેવો વિલાપ કરતી હશે? કવિનો સ્વભાવ છે કે જનસમાજનાં ચિત્રો પાડવાં. તે પ્રમાણે એના સમયનુ એણે બારીક નિરીક્ષણ કરેલું એટલે એના પુસ્તકો તે સમયની પ્રતિમા છે. કવિના ટકોળી સ્વભાવની ટોળ કદી છૂપી રહી શકતી નથી એની કાવ્યરચનાના કેટલાક સામાન્ય પ્રસગો એક બીજા આખ્યાનોમાં દૃષ્ટિગોચર થાય છે. આ આખ્યાનમાં કુંતાજીની સ્તુતિ છે, તો સુધન્વા આખ્યાનમા સુધન્વાએ શ્રી ભગવાનની સ્તુતિ કરી છે, પરંતુ એ બેમાં કવિએ સ્તુતિની પદ્ધતિ જુદી રાખી છે. શ્રી કૃષ્ણ ભગવાને શ્રીમદ્ ભગવદ્ગીતામાંનો દશમા અધ્યાયનો વિભૂતિ યોગનો ઉપદેશ આપ્યો હતો તેને મળતી સ્તુતિ આ આખ્યાનમા છે એટલે તે આધ્યાત્મિક છે; એટલી એમાં વિશેષતા છે એ સ્તુતિ અશ્વમેધ પર્વમાના બભ્રુવાહન આખ્યાનની કથામાં નથી. પ્રેમાનંદે અનેક આખ્યાનો લખ્યાં છે, તથાપિ પ્રત્યેકમાં કંઇક વિશેષ રંગ મૂકી તથા વિશેષતા રાખી દરેકને સુંદર અને રમણીય બનાવ્યું છે.

બભ્રુવાહન આખ્યાનની સમાલોચના કરતાં આપણને જણાય છે કે

કવિના સુધન્વા આખ્યાન, ઓખાહરણ, સુદામાચરિત્ર, મામેરૂં વગેરે કાવ્યો જેવાં લોકપ્રિય ને રસિક છે તેવું આ આખ્યાન પણ રસિક છે એટલુંજ નહિ પણ સર્વાંગે સુંદર છે. એમાં વિશેષતા કવિએ શ્રોતાને નીતિનો બોધ આપ્યો છે તેની છે. એ બોધની સાથે શ્રી ભગવાન પ્રતિ નિષ્કામ ભક્તિ અને અનન્ય ભાવના સાથે પૂર્ણ શ્રદ્ધા રાખ્યાથી કેવું સારૂં પરિણામ આવે છે તે પાઠ તેણે શીખવ્યો છે. વળી અહંકારથી કેવા માઠાં પરિણામ આવે છે તે પણ તેણે આખા આખ્યાનમા બતાવી આપ્યુ છે. એટલા માટે આ આખ્યાન જનસમાજને વાચવા તથા મનન કરવા યોગ્ય છે એમ કહેવામા જરા પણ અતિશયોક્ત નથી

ઉપસંહારમા એટલુંજ કહીશ કે આ અ સિદ્ધ કાવ્ય પ્રસિદ્ધિમા મૂકતા પહેલા પ્રાચીન કાવ્યના આદિ પ્રકાશક, અને સાક્ષર રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા તથા સાહિત્યરસિક વિદ્વાનસાક્ષર રા ગા નંદનાથ કેદારનાથ દીક્ષિત, બી એ, ( મુંબઇ ) એમ સી. પી. ( લંડન ) એઓને એ વાચી જવા તથા સૂચના કરવા આપવામા આવ્યુ હતું, ને તેમણે આ પુસ્તક પ્રસિદ્ધ કરવાને માટે મને પ્રોત્સાહિત કર્યો હતો જે સદ્‌ભાવ ને માતૃભાષા પ્રત્યે પ્રેમથી મે સેવા કરવા પ્રયત્ન કર્યો છે તે સફલ નીવડી કવિના બીજા આખ્યાનો જે રસ તથા ભાવથી વંચાય છે, તે પ્રમાણે આ પણ વંચાય એટલીજ પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. અસ્તુ.

---

# મહાકવિ પ્રેમાનંદ

કૃત

# બભ્રુવાહન આખ્યાન.

## કડવું ૧ લું.

### રાગ ચોપાઇ.

પ્રથમે પૂજું ગણપતિના પાય, જે પ્રતાપે ગ્રંથ લખાય;
ઉમયાસુત પ્રાક્રમ છે પ્રૌઢ, સાંભળતાં થાય દિંગમૂઢ. ૧

સિંદૂર શોભિત સાચો દેવ, સુરિનર મુનિજન કરે સેવ;
પરેમેશ્વર પહેલો પૂજાય, રિદ્ધિ સિદ્ધિ આપે રાય. ૨

સરસ્વતિને સંભારે કવિ, મુજને બુદ્ધિ આપજે નવી;
આદ્ય ઇશ્વરી મારી માત, કહે પ્રેમાનંદ પૂછું વાત. ૩

સુત તારાને બુદ્ધિ આપ, દુક્રીત સાત જન્મનાં કાપ;
એકાંતે પૂછું મા તને, અવિચળ વાણી આપો મને. ૪

જન્મ જન્મ હું સેવક સદા, સાંભળતાં આવી શારદા;
કૃષ્ણકથા હરિજન ક્ષાત, નિર્મળ પદ વાણી વિક્ષાત. ૫

જયમુનિએ જનમેજયને કહ્યું, શાસ્ત્ર પ્રમાણે હું તો લહું;
હંસધ્વજને જીતી કરી, ચંપાવતિથી ચાલ્યો તુરિ. ૬

મૂકયા મનગમતા દેશ, નમ્યા[1] માર્ગમાં મોટા નરેશ;
અર્જુન આગળ રઢ જે ધરે,[2] વિધિ જનમેજય કેવી કરે.[3] ૭

વાપિ કૂપ ઋષિ ભણે, બે જોજન ફરતું સરવણે;
જીત્યા વીર વડા પ્રચંડ, ધર્મ ધુરંધર મસ્તક દંડ. ૮

સન્મુખ પાંડુ નૃપને ધરે, તેને જીતી પ્રાજે કરે;
એ વિધિએ મૂકયા દેશ અપાર, મણિપુર માંહે આવ્યો તોખાર. ૯

રત્નમણિ ગઢ તેજે ઘણો, બીજો ગઢ છે કનક જ તણો;
ત્રીજા ગઢનું તેજ અમૂલ્ય, ઉંચાં મંદિર માળિયાં તુલ્ય. ૧૦

વાસ વસે ત્યાં વર્ણ અઢાર, આચરે ત્યાં સર્વ કુળાચાર;[4]
પતિવ્રત[5] સ્ત્રી સહુ આચરે, વેદાધ્યયન બ્રાહ્મણ ત્યાં કરે. ૧૧

ક્ષત્રીધર્મ ક્ષત્રી સહુ કરે, ગૌ બ્રાહ્મણની સેવા કરે,
અધર્મ નહિ નગરીમાં કશું, મર્ત્યલોકમાં વૈકુંઠ વસ્યું. ૧૨

ચંપાપુરિથી ઘોડો ધસ્યો, મણિ જલહલ પુર વાસો વસ્યો;
પોળે પ્રકાશ્યું ત્યાં તે ભાણ, પ્રતિહારે પેખ્યો કેકાણ.[6] ૧૩

જોઈ જગત મન મૂર્છા થયો, રેવંત રાય આગળ લઇ ગયો,
સૂતો રાય સુખે નિદ્રા કરી, કમલાસખ[7] હૃદયમાં ધરી. ૧૪

સેવક રાયસભામાં અડે, અર્જુન આવ્યા ગઢ ઢુકડે;
દીઠો દુર્ગ વિચારી ઠાર, દેખી પાંડવ પડયો વિચાર. ૧૫

---

૧ 'મળ્યા'. ૨ 'વિધિ ધરે'. ૩ 'મોટા મહિપતિ પૂજા કરે'. ૪ એક પ્રતમાં 'વાસ વસે ત્યાં વર્ણ અરાઢ, આચાર ત્યાં કુળાચાર' છે. ૫ 'પતિવ્રતા સ્ત્રી' છે. ૬ 'પ્રતિહાર પેખે હેકાણ' છે. ૭ 'કમલસુખ.'

હંસકેત તેડયો અર્જુન, શીષ નામી બોલ્યો વચન;
કહે પારથ ગઢ કેનો એહ, હંસકેતુ મને કહોને તેહ. ૧૬

ચંપાવતિ નૃપ વાણી ભણી, બભ્રુવાહન ગઢ કેરો ધણી;
મણિપુર નગ્ર તણું છે નામ, વાંકો વીર ને વસમો ઠામ. ૧૭

સુભટ ભડ છે ગઢમાં વાસ, શત જોજન સુધી તેનો ત્રાસ;
દેશપતિ નૃપ મોટો નેટ, વર્ષે[1] ભૂપ કરે જઇ ભેટ. ૧૮

શીર્ષ ધરે અમ સરખા ચરણ,[2] નૃપ પ્રત્યે લે સહસ્ર સુવર્ણ;
દંડી ભૂપત મુકાદમી, બભ્રુવાહન મહા પ્રાક્રમી. ૧૯

અંતરિક્ષ અવનિગતિ પાતાળ, કંપે મોટા ભડ ભૂપાળ;
દાન, માન, હરિભક્તિ ઘણી, મોટો મહિમા મણિપુર ધણી. ૨૦

સબળે સાધને તંતુબંધ[3], વાંકા સાથે અવળે અંધ[4];
વંશને ગળે જીત્યાં વેર, નવે નીધ આવે બેઠાં ઘેર. ૨૧

અર્જુન પ્રત્યે હંસકેત કહે વાણ, નહીં મૂકે ગ્રહેલો કેકાણ;
સત્ય કરી અર્જુન તે લહે, હંસકેતુ જુઠું નવ કહે. ૨૨

સત્ય મન બેઠી સહુ[5] વાત, કઠણ યુદ્ધે હય આવે હાથ;
બેઠા દેખી ચિંતા હવી, પારથ પર પક્ષી ગર્ધવી. ૨૩

યોદ્ધા જોઈ કહે સહુ વાત, કાંઈ એક આજે થાશે ઉત્પાત;
જાગો નિદ્રા મણિપુર ધણી, નગરીમાં નોબત ઝણઝણી. ૨૪

---

૧ 'વરશે'. ૨ 'શરણ'. ૩ 'તંતુબાંધ'. ૪ 'આંધ' ૫ 'સત્ય.'

સાંભળ જનમેજય મહિપાળ, ઋષિ કથા કહે રંગરસાળ;
બભ્રુવાહનની જે સભા, સહસ્ત્ર સ્તંભ કુંદન અભિનવા. ૨૫

જડયાં રત્ન ઝળકારા કરે, તેજ ત્રિલોકનું તે હરે;
ચિત્રામણમાં કાંઇ ચાતુરી, કસ્તુરી કેસર માંહે ભરી. ૨૬

સુગંધ સભામાં રહી મઘમઘી, વાસ્યાં[1] ભુવન આકાશ લગી;
તેજોમય સિંહાસન સુંદ્ર[2], બેઠો બભ્રુવાહન ઇંદ્ર. ૨૭

સ્નાન દાન મહિમા કરી, બેઠો સુભટ સભા આચરી,
રંભા નૃત્ય કરે તાંડવી, સેવક હય લાવ્યો પાંડવી. ૨૮

સેવક સભામાં લાવ્યો હરી, બભ્રુવાહન ઓળખે તુરિ;
બભ્રુવાહન બોલે એહ, સેવક સ્વામિને કહે તેહ. ૨૯

રેવંત આવ્યો પડતે રાત, અમે ગયા પડતે પરભાત;
પૂઠેથી પડઘા બહુ પડે, દલ દેખી દુશ્મન આથડે. ૩૦

ઘણોએ કકલો[3] હોય, અશ્વમેધ રચ્યો છે કોય;
પછે પત્ર વાંચ્યું નિજ કરે, બભ્રુવાહન વાણી ઉચરે. ૩૧

### વલણ.

બભ્રુવાહન વાણી ઉચરે, પત્ર વાંચી તે વાર રે;
જનમેજય કહે શું લખ્યું, એ પત્ર મોઝાર રે. ૩૨

---

૧ વાસ્યાં. વસાવ્યાંના અર્થમાં. ૨ એક પ્રતમાં 'તેજોમય અસન તે સુદ્ર' છે. સુંદર ને બદલે સુંદ્ર હશે એમ જણાય છે.

## કડવું. ૨ જું.

### રાગ ચોપાઇ.

લેખ લખ્યો છે બહુ ચાતુરી, હયનું ગામ હસ્તિનાપુરિ;
અશ્વપાળ અર્જુન મહિપતિ, વશ કરવા મોટા મહિપતિ. ૧

સુભટ ક્ષત્રીધર્મ પુરો હશે, હય અર્જુન તણો બાંધશે;
કાયર ભેટ ધરશે જઇ ઠામ, સુભટ અર્જુન તેનું ના લે નામ. ૨

સુભટ ભૂપ કો સન્મુખ થાય, જગ્ન મળતો જશ લેખાય;
રાય યુધિષ્ઠિર યગ્ન કરે, પ્લવંગ પૃથ્વી માંહે ફરે. ૩

વાંચ્યું પત્ર સુણ્યું રાય, અર્જુન તાત મારો કહેવાય;
મન સાથે થયો વિચાર, મંત્રીને પુછે તેણી વાર.[1] ૪

સુણો મંત્રી એ અન્યાય થયો, તાત તણો તુરિ મેં ગ્રહ્યો;
પૂછું તમને એહ વિચાર, સામી કેમ બાંધું તલવાર. ૫

અઘટતું કર્મ થયું છે ઘણું, ધિક જન્મ મુજ જીવ્યા તણું;
સુણ જનમેજય જયમુનિ વદે, બભ્રુવાહન કલ્પ્યો[2] હૃદે. ૬

મંત્રી બોધ[3] બોલ્યો આપણી, સાંભળ વાત મણિપુર ધણી;
આજ લગી હતા અણછતા, કેમ અર્જુન નમાશે પિતા. ૭

સાંભળ મંત્રી સાચી વાત, પાંડવ અર્જુન મારો તાત;
મુજ જનેતા મુખ એવું ભણી, તારો તાત હસ્તિનાપુર ધણી. ૮

---

૧ 'વિચાર'. ૨ 'કલ્પાંતે'. ૩ 'બુધિ'.

મંત્રી એ છે મોટી શુંચ, માટે પુછી તુજને સુઝ; [1]
સુત સંબંધ તમે થાઓ, ભેટ લઇને સામા જાઓ. ૯
પાંડવ પિતા આવ્યા અર્જુન, ધન ઘડી ધન વેળા ધન;
રાય કહે કરો ભેટ સામાન, પ્રીછવ્યો પોતે પરધાન. ૧૦

હેમમણિ હુતા ભંડાર, વેસર શકટ ભર્યાં બહુ ભાર;
રત્ન જડિત રેવંત પલાણ, કચ્છી કુદંતા કેકાણ. ૧૧
અરબીઆ સંધી બલખ તોખાર, પાણીપંથા પંદર હજાર;
આપ આપણે રંગે જાત, સોળ કળા છત્રીસે ભાત. ૧૨
મોતી મસ્તક મદગલ કરી, ઐરાવત સહુ આભ્રણ ધરી;
મુખ ભાખે હે રણમાં રણજીત, ભાંગે ગઢ ગિરિવરની ભીંત. ૧૩
ભોજન સામગ્રી શુભ પાત્ર, પુત્ર પિતાને ચાલ્યો જાત્ર;
સાથે સુભટ ભલા બલધીર, બત્રીસ લક્ષણ બાવન વીર. ૧૪
કેસર કસ્તુરી ભરપૂર, ચંદન ભાર ભર્યો કપૂર;
કનક થાળ કુમારી હાથ, બોલ્યો બોલ તે બાળા સાથ. ૧૫
પરવર્યો પાળો સહુ સાથ, અણવણ[2] પાગે પાછળ હાથ;
મંદિરથી નમતો નીસર્યો, એણી પેરે મારગ પરવર્યો. ૧૬
આવતો દીઠો અર્જુન, રૂડી રીત રચી રાજન;
બ્રાહ્મણ વેદ ધુનિ ઉચરે, એણી પેરે મારગ સંચરે. ૧૭
પહેલા સેવક આવ્યા ત્યાંહ, આસન અર્જુન બેઠા જયાંહ;
મળવા આવે મણિપુર ધણી, સેવકે સ્તુતિ કીધી ઘણી. ૧૮

---

૧ 'પૂછું એકાંતે તને સુજ'. ૨ 'ધન ધન આજનો દિન'.

કર્ણકુંવર હંસકેતુ રાય, યૌવનાશ્વર સુવેધ કહેવાય;
અનુસાલવ નીલધ્વજ ધીર, કૃતબ્રહ્મા સાત્વિક મહાધીર. ૧૯

પ્રદ્યુમન અણિરૂદ્ધ બલભરી, સુભટ એક સભા ત્યાં કરી;
રિદ્ધિ મૂકી સર્વ સભાય[1], જઇ પારથને પડિયો પાય. ૨૦

---

## કડવું ૩ જું.

### રાગ ચોપાઇ.

ઉભો રહી અર્જુનને કહ્યું, પિતા સુણો મેં પ્રથમ ના લહ્યું;
ઇંદ્રસુત અર્જુન કહેવાય, તેનું વીર્યજ મેં કીધો અન્યાય. ૧
એક મેં એહવું કહ્યું, સર્વ સભાને અસંભવ થયું;
વૃષકેત પૂછે છે વાત, કોણ સંબંધે કહોછો તાત. ૨
હંસકેત યૌવનાશ્વરરાય, બભ્રુવાહન કહે મહિમાય;
અર્જુન કર્ણકુંવર સાંભળે, કરે વાત જોવા સહુ મળે. ૩
સુણ જનમેજય જયમુનિ ભેદ, કર્મગતિ વિધિ વાચા વેદ;
બભ્રુવાહન સ્વયંમુખ ભણે, કર્ણકુંવર આદ્યે સહુ સુણે. ૪
અર્જુન આગળ કહે ઉત્પત્તિ, ગાંધર્વકુળ બે કન્યા હતી,
ઇંદ્રસભા નિત્યે નૃત્ય કરે, સંગીત શબ્દ સહુનાં મન હરે[2]. ૫
તાલ નૃત્ય ચૂકી એક સમે, મધુકરને મનમાં ના ગમે;
અબળા બેહુ કીધી ઉપમાન, કર્ણકુંવર પારથ સુણજો કાન. ૬

---

૧ 'રથ મૂકી સહુ રાજ સભાય'. ૨'સંગીત સહુ મન તેપર ભરે'.

તે કન્યાનો ગાંધર્વ તાત, હાંકી કાઢી ઝાલી હાથ;
શાપ બોલ્યા તેણીવાર, ભૂતલ મગરીનો અવતાર.

પુત્રી થઇ પ્રગટે સંસાર, વિકરૂપ મગરી અવતાર;
ચિરકાળ તું રહેજે ત્યાંય, અવતરજે પાતાળ માંહ.

કહે પુત્રી સુણ રે તાત, નાગસુતા મહારી માત;
મારો અનુગ્રહ કેઇપેરે જશે, અધર્મ જન્મ કેમ મિથ્યા થશે.૯

પિતા કહે સાંભળ કુમાર, અર્જુન ચરણ થાશે ઉદ્ધાર;
નાગકુલે નારી અવતરી, દ્રોહ માંહે વાસ કર્યો વિષધરી. ૧

ઉભય તણો ભય સબળો થાય, મુનિ સર્વને દોડીને ખાય;
માર્ગ પડ્યો જલ કો ના પીએ, જોજન ચાર થકાં જન બીએ.૧૧

ઘણા કાળ એમ કરતાં થયાં, તીરથ કરવા તમો આવિયા;
તીરથ મર્જન કરવાને મન, લોકે બહુ વાર્યા અર્જુન. ૧૨

કુંતાસુતે ભય મનમાં નવ ધર્યો, દ્રોહ માંહે સ્નાનજ કર્યો;
આવી ચર્ણ ગ્રહ્યો તેણીવાર, સુંદર રૂપ થઇ તે નાર. ૧૩

અર્જુન પદથી બહુ તરી, ઉભી પદ્મનિ તે સુંદરી;
મુખ જોઇ મોહ પામી તે નાર, અર્જુન કીજે અંગીકાર. ૧

બોલ્યા પારથ તેણે ઠામ, કેમ જાણ્યું મુજ અર્જુન નામ,
પુર્વે શાપ પિતાનો મને, તે માટે ઓળખ્યો તને[1]. ૧

તે માટે તું નિશ્ચે અર્જુન, કર પટરાણી એકે મન[2];
કહે અર્જુન એહવું ના કરૂં, તીરથ[3] અડસઠ હું તો ફરૂં.

---

૧ 'ચરણ ઓધાર્યાનો જશ તને'. ૨ 'માટે કર પટરાણી દાન
૩ 'તીર્થાટન'.

હસ્તિનાપુર જઇ કરીશ એ પેર, પૂછી વાત યુધિષ્ઠિર[1] ઘેર;
માતા કુંતાને પૂછાવીએ, પાણીગ્રહણ[2] કારણ આવીએ. ૧૭

મૂક વાદ મિથ્યા મન થકી, અણપૂછે અંગવાય ના શકી;[3]
તીરથ વિષે કીજે કર્મ, કહે અર્જુન નહીં મારો ધર્મ. ૧૮

એવાં કામ તીરથમાં કરે, કુંભીનર્ક માંહે પરવરે;[4]
ગ્રેહ વ્યાકુળ નારી ઉન્મદા, ઉલુપિ બીજી ચિત્રાંગદા. ૧૯

અણપરણે અર્જુન દે છેહ, પાડું તુજ પર બેહુ દેહ;
નહીં સંદેહ પાડે દેહ નાર, અર્જુને કીધો અંગીકાર. ૨૦

ત્રણ દિવસ તમો પ્રોહોણા રહ્યા, વામા થકી વિદાય જ થયા,
ફરી મળીશું કોઇક સમે, એવું કહી હસ્તિનાપુર રમે. ૨૧

ચિત્રાંગદા ઉદરે ઉત્પન્ન, બભ્રુવાહન તાહરો તન;
કહે અર્જુન વિચારી મન, મ્હારે એક અભિમન્યુ તન. ૨૨

જેહની ક્ષાત થઇ ત્રિલોક, મહા બળિયા બળ કીધા ફોક;
સુત સંબંધ થાવા તું કરે, કહી અર્જુન અવનિમાં ફરે. ૨૩

જાર જાત તુજ જનેતા હશે, બહુ અર્જુન અવનિ પર વસે;
લંપટ શુદ્ર ઉદર કુમાર, આ લોકે તારો અવતાર. ૨૪

અર્જુન પુત્ર એવું સાંભળી, કાયર કર જોડી ક્યમ મળે;
ઉઠ શુદ્ર ત્યજ આ ઠાર, પારથે કીધો પાટુ પ્રેહાર. ૨૫

---

૧ 'રાજાને' ૨ 'પાણી ગ્રહણે આવીએ'. ૩ ' અણપૂછે અંગ માગ્ય ના શકી.' 'અંગવાય એટલે અંગિકાર કરવો. ૪ 'સંચરે '.

બભ્રુવાહન કહે સુણ તાત, શુદ્ર તણા જો જો હવે હાથ;
અર્જુન બોલ્યા બલ અનુભવી, ભેટ સર્વ પાછી ફેરવી. ૨૬

બભ્રુવાહન બકતો જાય, વીર્ય તણો રાખું મહિમાય;
રાય રીસાવી નગ્રમાં ગયો, સજી સૈન્ય ને તત્પર થયો. ૨૭

યોદ્ધા સહુને કીધું જાણ, પારથ પર કરવું પરિયાણ;
લાંછન દીધું મારી માત, શુદ્રી વાત કહી ઉત્પાત. ૨૮

કૃષ્ણ કૃષ્ણ મુખ કહેતો નામ, અંજલિ ઉદક ધર્યું તે ઠામ;
જો જનેતા મારી સાચી હશે, તો સુતથી પિતા પ્રાજે થશે. ૨૯

જુગમાંરે સાચા જુગદીશ, તો છેદું અર્જુનનું શીષ;
પરભાર્યું પણ પ્રભુને ધર્યું, સકલ સેન્ય ત્યાં ટોળે કર્યું. ૩૦

## વલણ.

સકલ સેન્ય ટોળે મળ્યું, ગડે નિશાણે ઘાય;
અર્જુન ઉપર કોપે ચઢયો, બભ્રુવાહન રાય. ૩૧

---

## કડવું ૪ થું.

## રાગ દોહરો.

જનમેજય ત્યાં બોલિયા, સંદેહ એક જયસુન્ય;
બગડયું તોએ બોલ્યા નહિ, શું નહોતા જુગજીવન. ૧

જયમુનિ સમજાવી કહે, સુણ જનમેજય રાય;
હરિ તો હસ્તિનાપુર ગયા, વાટે થકી વિદાય. ૨

એમ કહ્યું અર્જુનને, માહારે જાવું કૈલાસ;
સંદેહ જઇ એ પૂછતા, યુધિષ્ઠિરની પાસ. ૩

એહેવું કહી હરિ ચાલિયા, અર્જુન નિર્ભય મન;
આગળ અવસર સાચવજો, રાય બભ્રુવાહન. ૪

ચેતાવી ચતુર્ભુજ ગયા, માટે નહિ પદ હોનાર;
અધ્યાય ઓગણત્રીસમે, ભારતને[1] શિર ભાર. ૫.

## ચોપાઈ.

સેના સજ્જ કરી ભૂપાળ, રણ વિષે આવ્યો રીસાળ;
અચુત આઠ ગજ શોભામાન, પ્યાલા પાયે છે મદપાન.[2] ૬

શત એક ગજ પુઠે રથી, સહસ્ત્ર અશ્વ ને પુઠે ગતિ;
કોટિ પાયદલ કુંજરપતિ, તે પૂઠે મોટા મહારથી. ૭

અસંખ્ય દલ આવ્યું પરિયાણ, છેહ ગગન ગઇ છાયો ભાણ[3];
ચિત્રાંગદા સુત આવ્યો આપ, ન ગણ્યું બાપ કેરૂં પાપ. ૮

અર્જુન સેન્ય થયું તવ સજ્જ, સન્મુખ આયુધ કીધાં ધજ્જ;
ઇંદ્રસુત બેઠો જે ઠામ, સર્વ યોદ્ધાએ કર્યા પ્રણામ. ૯

કર્ણકુંવર કહે કાકા વાત, દલને દેખાડું જઇ હાથ;
અર્જુન કહે સુણ ભત્રીજ, જાર જાત કોઇ એ છે બીજ. ૧૦

---

૧ ‘ અર્જુનને. ’ ૨ ‘ પ્યાલા વડા પાયા મદપાન. ’ ૩ ‘ છેહ એ દલથી ગયો ભાણ. ’

તું સાથે તે સમોવડ કરે, ઓછે કુળ અહંકાર જ ધરે[1];
શ્વાન કેસરી વળગે સહી, મુઓ શ્વાન જશ સિંહને નહીં. ૧૧

શ્વાન મુઓ જે સિંહમુખ ચડી, તેહને તો ઘણી શોભા ચડી;
માટે સુત નહીં તારૂં કામ, અર્ધ આસન બેસાડયા ઠામ. ૧૨

અર્જુન ત્યાં બોલ્યા એકમના, અસૂરને કીધી આગન્યા;
અર્જુન બોલ સુણ્યો સુખ જશો, સુણતાં અનુસાલવ ધસ્યો. ૧૩

દસ લોચણ દલ પોતાતણું, માયા વૈમન સાથે ઘણું;
ડંકો કીધો દૈત્ય નરેશ, શબ્દ સાતમે ધ્રુજ્યો શેષ. ૧૪

સુણ જનમેજય ધરી એક ધ્યાન, જયંમુનિ કહે દૈત્ય અભિધાન;
દૈત્ય વડા અનુસાલવ સંગ, કરશે જાણે ભૂમંડળ ભંગ. ૧૫
બભ્રુવાહન સન્મુખ ચડયો, અસૂર અતલીબલ આથડયો;[2]
દાનવ દલ દપેટો દડવડી, હય પડયા માંહે આખડી.[3] ૧૬
બભ્રુવાહન આયુધ ધરે; અસૂર આવતાં નિષ્ફલ કરે;
સાંગ ફરસી ચક્ર ત્રિશૂળ, અનુસાલવે કીધાં ચૂર. ૧૭
ગદા ઘાય ઘેરા ગડગડે, પાતાળે પડછંદા પડે;
દેવદાનવ મહા હઠે ચડયો,[4] એક પોહોર અનુસાલવ વઢયો. ૧૮
માર્યો દૈત્ય અવનિ[5] પર પડયો, જુવે પારથ ગજ ઉપર ચડયો;
આક્રમ અનુસાલવ બહુ કરે, ચિત્રાંગદા તન મન ના ધરે. ૧૯

---

૧ 'તુંજ સમોવડ એ કયાંથી કરે, જાર જાત સામો નવ ચડે.' ૨ 'અસૂર સામો તે ગડગડયો.' ૩ 'હે પાખરીયે કીધી હડી.' ૪ 'દેવ દૈત્ય વળગ્યા. હઠ ચડયો'. ૫ 'ભૂમિ પડયો'.

સોળ સહસ્ર ગજ કીધા ઘાણ, એહવું યુદ્ધ કર્યું અસૂરાણ;
બભ્રુવાહન બલ બહુ ધરી, પડયો દૈત્ય નવ ઉઠયો ફરી. ૨૦

અર્જુને જાણ્યું દાનવ પડયો, નમી શીશ યૌવનાશ્વર ચડયો;
તવ લોહીઆળો હોસે સહુ સાથ, નાંખ્યા હય વાવરિયા હાથ. ૨૧

યૌવનાશ્વર શરવિદ્યા ઘણી, ભૂપતિ ભદ્રપુરનો ધણી;
મહિપતિ મણિપુર મોટું નામ, શૂરા બેહુ કરે સંગ્રામ. ૨૨

## કડવું ૫ મું.

### રાગ ચોપાઇ.

સુણ જનમેજય કહે જયસુન્ય, યૌવનાશ્વર પડયો એક દિન;
યુગ્મ સેન્યના યોદ્ધા પડયા, મસ્તક ધડ અળગાં રડવડયાં. ૧
ગદા ગ્રહી આવ્યો તે વેળ, યૌવનાશ્વરને કીધો ભૂલેળ;
યૌવનાશ્વર ત્યાં પડિયો સહી, તેણે સમે ત્યાં રજનિ થઇ. ૨
કૃષ્ણપક્ષ દિન અષ્ટમિ તણો, યુદ્ધ અંધ આકાશે ઘણો;[1]
સુગંધ તેલ ઘૃત ગવરી તણાં, કોટી દીપ કીધા છે ઘણા. ૩
કનકપાત્ર પૂરે કર ધરી, હેમદંડ દીવી સજ કરી;[2]
ગજ ઉપર સ્તંભ રોપિયા, ઉપર દીપક આરોપિયા. ૪
નિશા સમે આવ્યો નરપતિ, જાણે પાણી ગ્રહણની ગતિ,
અર્જુન વાત કરે મન થકી, નિશાયુદ્ધ કાંઇ જાણ્યું નથી. ૫

---

૧ 'યુદ્ધ રસ લાગ્યો છે ઘણો.' ૨ 'કર ધરી.'

અસૂર ધર્મ ધરે દુરમતિ, નહીં એ તો ક્ષત્રીની ગતિ;
પ્રદ્યુમને જઇ પ્રણામ જ કર્યો, સાન કરી રણમાં સંચર્યો. ૬

કૃષ્ણકુંવર કંદર્પ અવતાર, શોભે રજનિ રાજકુમાર;
ધર્મયુદ્ધ વળગ્યા બેહુ વીર, રોપી સ્તંભ ધરાપર ધીર. ૭

એક એક પર આયુધ ધરે, અવનિ થકી કોઇ નવ ઓસરે;
ઉદયો ચંદ્ર અંધારૂં મટ્યું, કૃષ્ણકુંવર દલનું બલ ઘટ્યું. ૮
આવ્યો બભ્રુ બહુ બલ ભર્યો, પ્રદ્યુમન પર ઘાય જ કર્યો;
અંગે શર ચાલ્યો સોંસરો, પંચ ક્રમ પ્રદ્યુમન ઓસર્યો. ૯
વળી આવ્યો સુત રૂક્ષ્મણી, શરવિદ્યા ત્યાં કીધી ઘણી;
અર્જુનસુત પર મૂક્યાં બાણ, પોષ્યાં અંગ માંહે પ્રમાણ. ૧૦
કૃષ્ણકુંવર ત્યાં સબળો વડે, કરી કુંભસ્થળ ભાંગી પડે;
ભદ્ર જાતિ મુક્તાફલ વડાં, વેરાઇને વસુમતિ પર પડ્યાં. ૧૧
યક્ષલોકની નીરખે[૧] નાર, લીધા નિજ કર કંઠે હાર;
દારૂણ યુદ્ધ થયું દલ દમ્યું, અર્જુન સુતે કહ્યું અણગમું. ૧૨
મૂક પ્રદ્યુમન રણનો ઠાર, શિવનો વ્હાલો છે નિર્ધાર;
આણે શર તુને મારૂં વેદ, સાંભળ છેલ્લો કરૂં શિરછેદ.[૨] ૧૩
એમ કહીને કાઢયું કનકાસ્ત્ર, ઉડયો પ્રદ્યુમન તૃણમાત્ર;
અડવડતો અર્જુન સંગ ગયો, હાહાકાર સેના માંહે થયો. ૧૪
પડયો પ્રદ્યુમન પેખી કરી, કહે કુંતાસુત ક્રોધ જ ધરી;
ક્ષત્રીનો શો ધરમ જ ધર્યો, શુદ્ર થયો છે શીર ઉપરો. ૧૫

---

૧ 'જોએ.' ૨ 'સાંભળ નક્કી કરૂં ભેદ'.

સાત્યકિ જાદવે વાચા સુણી, કરી પ્રણામ ગયો રણ ભણી;
ભુજ પ્રાક્રમ જાદવ જઇ ભલો, કૃતબ્રહ્મા પુઠે જઇ મળ્યો. ૬૬

અકળાયો અનિરૂદ્ધ કુમાર, જો ફળ્યો જુદ્ધે ઝુઝાર;
પ્રદ્યુમન ઘાયલ ઉઠયો વળી, યોધ વડો મહા જાદવ કુળી. ૬૭

અંતર એક થઇ વળગિયા, બભ્રુવાહને કીધા અળગા[1];
બભ્રુવાહન બોલ્યો વાત, કૃષ્ણકુંવર, ભત્રીજા ભ્રાત. ૬૮

એમ કહી મૂકયાં બહુ બાણ, જાદવસૈન્ય ઉનાર્યું [illegible]
અન્યો અન્ય થઇ શરવૃષ્ટ, જાદવ યુદ્ધે કંપી [illegible] ૬૯

બભ્રુવાહન ચડયો કાળ, કનકરથ બેઠો ભૂપા[illegible];
શત સહસ્ત્ર લક્ષધા કોટ, કરતો શર વૃષ્ટિ[illegible] ૭૦

1 'બભ્રુવા[illegible]
સુજ પર [illegible]

આવતો દીઠો રણમાં ધસી, બભ્રુવાહન બોલ્યો હસી;
કીડી પાંખો મરવા તણી, શા લેખે ચંપાપુર ધણી. ૨૫

દલ મારૂં ગંગા ત્રટ જ્યાંહ, કરૂં રાજ્ય હસ્તિનાપુર માંહ;
જાવા ન દઉં જીવતી જડી[1], મારૂં ધરતી છેલ્લી ઘડી. ૨૬

ફરશુરામની સાંભળી વાત, છેદી ક્ષત્રી કેરી જાત;
તમે અર્જુનના સંગી થાઓ, દૃષ્ટિ થકી જીવતા નવ જાઓ. ૨૭

કરૂં એમ તો અર્જુન તાત, વચન ફરે તો શુદ્ર માત;
એમ કહી સુત ચિત્રાંગદા, તીક્ષ્ણ બાણ મૂક્યાં તદા. ૨૮

આવતાં છેદ્યાં હંસકેત, ચોટ ચુકવી હાવે ચેત;
હંસધ્વજે મૂક્યું શર ભરી, બભ્રુવાહન મૂર્છા કરી. ૨૯

ક્ષણમાત્રમાં મૂર્છા વળી, ઝબકી જોદ્ધો જાગ્યો વળી;
પંચબાણ અર્જુન સુતે ગ્રહ્યાં, હંસધ્વજ હૃદય માંહે વહ્યાં. ૩૦

તેણે રાજા પામ્યો દુઃખ, થયો અચેત ના બોલે મુખ;
ભાગ્યું દલ હંસધ્વજ તણું, બભ્રુવાહન હરખ્યો ઘણું. ૩૧

ચપલ થઇ પામ્યો ચેતન, હોકાર્યા હંસધ્વજ રાજન;
ગ્રહી બાણ મૂક્યાં ઘનધાર, સેના તણો વાળ્યો સંહાર. ૩૨

બભ્રુવાહન બેહેબાકળો, એકમેક આવ્યો એકલો;
બ્રહ્માસ્ત્ર તાણી પર ધસ્યો, હંસધ્વજ હદ મૂકીને ખસ્યો. ૩૩

તવ જાગ્યો અનુસાલવ વળી, યૌવનાશ્વરની મૂર્છા ટળી;
પ્રદ્યુમન, અનિરૂદ્ધ, સાત્યકિ, ઉઠ્યા રૂધિર ગળતાં નીક. ૩૪

---

૧ ‘ જીવતી જાવા દેઉં ના જડી.’

કૃતબ્રહ્મા નીલધ્વજ સજ, હંસકેતુ આવ્યો થઇ ધજ;
કુંવર સુવેધ સજ્યો સમર્થ, જયમુનિ કહે સાંભળ નરપત્ય. ૩૫
એક થઇ આવ્યા રણભોમ, શૂર હાક કંપ્યું સહુ વ્યોમ;
મેઘઘટાની પેરે વાત, એક પહોર રહી પાછલી રાત. ૩૬

\+ \+ \+ \+

અખે યુદ્ધ કીધું ત્યાં સહી, કોઇ કથા સાભળિયું નહીં. ૩૭

વલણ.

કોઇ કથા ના સાંભળ્યું, કલ્પ[૧] કલ્પ જુગ ચાર;
સુણ જનમેજય વીનતી, અર્જુન વઢ્યો કુમાર[૨]. ૩૮

---

## કડવું ૬ હું.

### રાગ દોહરો.

ત્રીશે તેવડ તે થઇ, બે વઢે બગડી વાત;
સુણ જનમેજય વીનતી, વઢયા પુત્ર ને તાત. ૧
સ્વપ્નાંતર કુંતાને થયું, હસ્તિનાપુર મધ્ય;
અર્જુન ઉંટ ચઢી કરી, ચાલ્યા દક્ષિણ શુધ. ૨
સેન્ય સર્વે મસ્તક વનું, રૂદન કરે છે રીડ;
ગગન ઝબુકે દામિનિ, વરસે ઘન ગંભીર. ૩

---

૧ 'કલ્પકાળ.' ૨ 'વઢ્યા પુત્ર ને તાત'

ભૂમિ પર જલ ધ્રુમધ્રુમે, જલ વિણ કમલ તરંત;
માંસાહાર પક્ષી કરે, મળી કાગારોળ કરંત. ૪
જનુની ઝબકી જાગીયાં, મધ્ય જામની હોય,
ઉચાટી અબળા થઇ, ફરી નવ સૂતાં સોય. ૫

## ચોપાઇ.

ફરી નવ સૂતાં કુંતા માત, કાંઇ એક અર્જુન વીરને ઘાત;[1]
કર્ણકુંવરનું દીઠું અંગ, રીસાળે કાંઇ રાતો રંગ. ૬
શુન્ય સુન્ય સૂતો ના સુણે, મુખપર ભમરાલી બણબણે;[2]
વળી એક દીઠું કલ્પંત, રમતા સર્વે ઋતુ વસંત. ૭
કૃષ્ણકુંવર કુળના વડા, રમતા દીઠા ગેંડી દડા;
દડા ઠામ શ્રીફળ દાટિયાં, લોહ ગેંડી દોટે ફાટિયાં. ૮
સ્વપ્ન થયાં એવાં તે સમે, અર્જુન જનુનિ અન્ન ના જમે;
સ્વપ્ન પ્રકાશ કર્યું ધર્મને, ધર્મે કહ્યું તે પરિબ્રહ્મને. ૯
પરિબ્રહ્મે પૂછ્યું દ્રૌપદી, જગ્નજા તવ કહેવું વદી;
જમણો કર દેખાડે સતી, વિષ્ણુ વિલોકે ખપ્પર ગતિ. ૧૦
સેન્ય સકલ ખપ્પરમાંહે ધરે, રૂધિર માંહે તો મુસ્તક તરે;
કરમાં ખપ્પર[3] તે કુંકાવટી, અર્જુન સહિત સહુ પડિયા વટી. ૧૧
દેખાડી પીયા[4] દ્રષ્ટ કરી, જોગણનો કર ઝાલ્યો હરિ;
સાંભળ જગત્જનુનિ માત, હજુ કામ અર્જુનને હાથ. ૧૨

---

૧ ‘ કાંઇ એક અર્જુનને ઉતપાત. ’ ૨ ‘ ગણગણે. ’ ૩ ‘ કરમાં કુમકુમ તે કુંકાવટી. ’ ૪ ‘ વાધ. ’

ઘણા ભકતજન કારજ થશે, મહિસ્થલમાં મહિમા વાધશે;
મૂક હરિ જાવા દે હઠ, કરૂં પાન પ્રીતે ઘટઘટ. ૧૩

જુગ અંતે કોઇ જોદ્ધો નથી, અધર્મ રૂધિર ના પીવું રતી;
અપત્ય યુદ્ધ કલિયુગમાં થશે, ભૈરવ ભૂત ઘણા ભક્ષસે[1]. ૧૪

ચાર ગ્રાસ તે માહરા કર્યા, ત્રણયુગે થઇ ત્રણે ભર્યા;
અર્ધો પરઠયો દ્વાપર અંત, તે પૂરો કર કમલાકંથ. ૧૫

અર્જુન હેત ઘણેરો હરિ, સુણ જનમેજય જુકિત કરી;
કૃષ્ણે વાચા દીધી વળી, આગળ કરશું જાદવાસ્થળી. ૧૬

છપ્પન કોટિ વૈકુંઠ દેવતા, અર્જુન સાથ અવતર્યા હતા;
અર્જુન ઉગારી રાખીયા, જાદવ સહુ ખપ્પર નાખીયા. ૧૭

જ્વાલા તે શકિતનો અંગ, તે માટે પ્રેરી જઇ ગંગ;
ગંગ અંગ સહુ ઉમિયા તણાં, દ્રુપદ તનયા પ્રેર્યાં ઘણાં. ૧૮

માટે ગંગા બોલી રીશ, અર્જુનનું છેદાશે શીષ;
ગંગ વચન પૂરૂં કર્યું, અર્જુન મસ્તક છેદ્યું ખરૂં. ૧૯

છપ્પન કોટિની પરઠણ કરી, અર્જુન ખપ્પરથી ઉગારો હરિ;
મૃત્યુ જીવ સૌ હરિને હાથ, સંતોષ્યાં સહુ જઇ કુંતા માત. ૨૦

શકિત પાઠ શિવ પૂજા થાય, સર્વ વિઘ્ન ત્યાં પ્રાજે થાય;
કશી ચિંતા ના આણો મન, બોલાવો તે જુગજીવન. ૨૧

સુણ જનમેજય જનમુનિએ કહ્યું, વળતાં મણિપુરમાં શું થયું;
રજનિ પહોર રહી પાછલી, યુદ્ધે આવ્યા યોદ્ધા મળી. ૨૨

---

૧ ‘ભેદાસે.’

યાદવકુળ યૌવનાશ્વર આદ્ય, સહુકો મળી પડાવ્યો સાદ;[1]
હંસધ્વજ નીલધ્વજ કહે, અર્જુન આણ જો પાછળ રહે. ૨૩

અસૂર કહે કુલ ભેળાં કરૂં, અથવા રણ માંહે મરૂં;
સત્ય વચન બોલ્યો સુવેધ, શરીર એનું વેધ્યું વેધ[2]. ૨૪

બભ્રુવાહન ઉપર ધસી, આપ આપણા આયુધ કસી;
પંદર ક્ષોયણી ધસ્યું એક પેર, સુસવતું સાગરની લહેર. ૨૫

આયુધ બલ આરોપજ થયું, જયમુનિ બોલ્યા જાય નહિ કહ્યું;
શુદ્ર પડ્યા શૂરા શિર ઘણી, અન્યોઅન્ય[3] અથડાયાં અણી. ૨૬

ચિત્રાંગદા સુત વિદ્યા કરી, પોષ્યાં બાણ ભુજબલ ભરી;
એક તણાં અગણીત ત્યાં થયાં, લક્ષ કોટિ અંગે વહી ગયાં. ૨૭

એક એક પ્રત્યે વાગ્યાં દશ બાણ, ભાગ્યા ભડ પડ્યું ભંગાણ;
મૂર્છા પામ્યા સઘળા ભૂપ, કોઇ માર્યા કોઇ અંધા કૂપ. ૨૮

પુષ્પાસ્ત્ર પછે મૂક્યું રાય, સર્વ સેના મસ્તક વિણ થાય;
રણભુમિ ઉભો સુવેધ, તેણે મૂક્યાં બાણ બહુ ભેદ. ૨૯

રથ ભાંગ્યો બભ્રુવાહન તણો, આકુળવ્યાકુળ કીધો ઘણો;
વજ્રાસ્ત્ર મૂક્યું બભ્રુએ, સુવેધ ભૂમિ શય્યા સુવે. ૩૦

અર્ધચંદ્ર કાઢી પર ગયો, ત્યારે સુવેધ મૂર્છાથી જાગિયો;
ગ્રહી ગદા યૌવનાશ્વર સુત, બભ્રુનો ભાંગ્યો તવ રથ. ૩૧

તવ અર્ધચંદ્ર બભ્રુ કર ધર્યું, સુવેધનું મસ્તક અળગું કર્યું;
સેના સર્વ કીધો સંહાર, રહ્યા પારથ ને કર્ણકુમાર. ૩૨

---

૧ 'સેના માંહે પડાવો સાદ' ૨ 'શરીર એનું વેધાવેધ' ૩ 'આયુધે.'

બભ્રુવાહન બોલ્યો વદી, વહે છે ધરણ રૂધિરની નદી;
દીનરાત દલ કીધું પાત, અર્જુન કહે વરત્યો ઉત્પાત. ૩૩

## વલણ.

અનંત ક્ષોયણી[1] ક્ષત્રી દલ હણ્યા, એના યોધ મુવા નહીં કોય;
રજનિ વીતી ઉદયો રવિ, અર્જુનને ચિંતા બહુ હવી. ૩૪

---

## કડવું. ૭મું.

### રાગ ચોપાઇ.

સાંભળ કરણકુંવર નિર્વાણ, ક્ષત્રી જ્યાં લગી ઘટમાં પ્રાણ;
ત્યાં સુધી યુદ્ધ કરવું સહી, રણ પગ પાછો ભરવો નહીં. ૧
આજ હરિને એહવું ગમ્યું, નિર્બળ થઇ દેહ જ દમ્યું;
કૃષ્ણકુવર સરખા રણરોળ, રેણ થઇ સર્વ રાતી ચોળ. ૨
કુંવર સુવેધ ત્યાં કર્યો ચૂર, હંસકેત સૂતો મહા શૂર;
લોહી તરે અનુસાલવ લોથ, દાનવ દલનો વાળ્યો સોથ. ૩
નીલધ્વજના કટકા ચાર, પડયા ઉપર પર્વતના પ્રહાર;
હું હત્યારો દેખું નેત્ર, શૂર પડયા સઘળા રણક્ષેત્ર. ૪
હાથ પગ કમલ આકાર, રણ સૂતા સહુ રાજકુમાર;
સુભટ સર્વ શાસ્ત્રને સજા, અંગ માંહે ભર્યા અરજા. ૫

---

[1] યોદ્ધા.

મુગટમણિ મુક્તાફલ કર્ણ, [1]સર્પ પંચફણી પડિયા ઘર્ણ;
ઘણે ઠામ કીધા સંગ્રામ, સાંભળ સુત આ છેલ્લો ઠામ. ૬

કહે કુંતાતન શોક જ ધરી, પુત્ર પધારો હસ્તિનાપુરી;
માટે જા જીવતો તું ઘેર, કૃષ્ણ ધર્મને કહેજો પેર. ૭

કહે અર્જુન કહું તે ચિત્ત ધરો, જાઓ કુંવર કુશલી ઉગરો;
માતાને પ્રણામ જ કરો, મુજ વતી ધર્મ ચરણે શીર્ષ ધરો. ૮

વંદો જાદવપતિના પાય, જયમ અપરાધ ક્ષમા મુજ થાય;
પવનકુંવરને પ્રીતે મળો, સહદેવ સંદેહ સાંભળો.[2] ૯

સતી નારની કરજો સાર, ભક્તિ કૃષ્ણ તણી આધાર;
નિકુળ તણું બોલ ના ગણો, કર્ણકુંવર કહું તે સુણો. ૧૦

પવનવેગ પંખેરૂ જોડ, કરો ઉતાવળ બેસે ખોડ;
જા વહેલો કરને તું જાણ, સમજ પુત્ર તું ચતુરસુજાણ. ૧૧

સમે સુત હસ્તિનાપુર જાય, કૃષ્ણ ભીમ આંહ પોંતા થાય;
સાત ક્ષોયણી સેના ત્યાં વડી, લાવ કુંવર વહેલો દડવડી.[3] ૧૨

હરિ પ્રતાપે પ્રાજે કરૂં, મન જોતાં મૃત્યુ આવ્યું ખરૂં;
મરણ તણો મને સચલ થયો, કર્ણકુંવર મે સંશય લહ્યો. ૧૩

રવિ ઉગ્યો જયમ રાહે ગ્રહ્યો, સમે સુઝ ત્યાં મારૂત થયો;
કહે અર્જુન મસ્તક મુજ ભાર, જા હસ્તિનાપુર તું કર્ણકુમાર. ૧૪

વૃષકેતે સહુ બોલ જ લહ્યા, કાકાજી કાંઇ ઘેલા થયા;
ક્ષત્રી કર્ણકુંવર કહેવાઉં, સુખ લેઇ હસ્તિનાપુર જાઉં. ૧૫

---

૧ 'મણિ મુકતા કુંડળ કર્ણ.' ૨ 'સંદેહ સવે સાંભળ.' ૩ 'વેગે કરી.'

ત્યારે પરીઆં લાજે લાખ, છેલ્લો થાઉં ક્ષત્રીમાં સાખ;
તમને ઘટે નહિ એહવું વચન, કહાવો ઇંદ્રપુત્ર અર્જુન. ૧૬
રણ માંહીં ભરૂં પાછા પાગ, લાજે માતુલ નવકુળ નાગ;
માટે સત્ય કરૂં સંગ્રામ, પિતા જુઓ તમે આણે ઠામ. ૧૭
જ્યારે હું રણમાં પામું પાત, પછે વઢો તમે મારા તાત;
એમ કહી કીધો પ્રણામ, કર્ણકુંવર ચાલ્યો સંગ્રામ. ૧૮
રવિવંશી ઉદંતે રવિ, ચાલ્યો શોભા છે અભિનવી;[1]
રથ રૂડે કુંદનમેં જત્ન, ઝળકે જ્યોત જડેલા રત્ન. ૧૯
ગાદી તકીઆ સોહે સુગંધ, બાંધ્યા તાર કનકને બંધ;
સુખસુદ્રા ઉગતે ભાણ, બાર વર્ષનો બાલ કરાણ. ૨૦
પવનવેગી માહારે રેવંત, પાણી ઉપર કરતા પંથ;
ઉત્તમ આયુધ ઉપમા વળી, ચમકે રજનિ ઘન વીજળી.[2] ૨૧
મહા દલ પર ચાલ્યો મહારથી, સૈન્ય સખા કો સાથે નથી;
ભુજ ભાથા ભીડયા બલ ભલો, વૃષકેતુ આવ્યો એકલો. ૨૨

## વલણ.

વૃષકેતુ રણ આવિયો, સૂરજ પુત્રનો તન;
અસંખ્ય દલ પર એકલો, બભ્રુ બીનો મન. ૨૩

---

૧ 'ચાલ્યો સંગ્રામે શોભા હવી.' ૨ 'ચમકે ઘન હોય વીજળી.'

## કડવું ૮ મું.

### રાગ દોહરો.

મોટા જયોધ મુખ પર ચડયા, સૈન્ય સહિતા શૂર;
તે ભાગી ભૂમિ પડયા, સુભટ કર્યા સહુ ચૂર.[1] ૧
તે પ્રાક્રમ એણે નિરખીયું, દીસે રણ વિકરાળ;
આવે મુજપર એકલો, બાર વર્ષનો બાળ. ૨
હેતારથ પાંડવ તણો, અર્જુન કેરૂં અંગ;
બિરદ વડો બાણાવળી, સુભટ નથી કોઇ સંગ. ૩
એકત્રીશમે એકલો, વીર ચઢયો વૃષકેત;
મસ્તક પર અર્જુન રહ્યા, ઘણું હૃદયમાં હેત. ૪

### ચોપાઇ.

વૃષકેતુ આવ્યો રણ ધસી, શૂર અસ્ત્ર ધનુષ કર કસી;
બાણ છૂટતે થઇ ગર્જના, બભ્રુ અંગ વહી માર્જના. ૫
પાર ભલકો હૃદયમાં પડયો, લાગ્યો એક ઘડી લડથડયો;
વળી બાણ મૂકમાં બળ ધરી, સેના સર્વને મૂર્છા કરી. ૬
કરી બાણ વૃષ્ટિ જનધાર, મારી સેન્ય કર્યો સંહાર;
કંઈ માર્યા કઇ નાઠા જાય, જઇ પેઠું સર્વ મણિપુર માંહ્ય. ૭
બભ્રુ રહ્યો ત્યાં એકલો, કર્ણકુંવર શું વળગ્યો ભલો;
સરખે ભાગે શત્રુ થયા, સંબંધ કોઈ કોના ના લહ્યા. ૮

---

૧ 'સેના કીધી ચૂર.'

જયમુનિ કહે જનમેજય ભૂપાળ, નાગકુળ બેહુનું મોસાળ;
વ્યોમ તણા જન વિસ્મય મન, કર્ણકુંવર એક અર્જુનતન. ૯

× × × ×

ચિત્રાંગદસુત ત્યાં શું કર્યું, અગ્ન્યાસ્ત્ર મૂકયું બલ ભર્યું. ૧૦
વરૂણાસ્ત્ર મૂકયું વૃષકેત, તજી ગયો અગ્નિ રણક્ષેત્ર;
ગિરિવર બભ્રુ:કર ધરી બાણ, વૃષ્ટિ વૃષ પર થઇ પાષાણ. ૧૧
ઇંદ્રાસ્ત્ર મૂકયું અવિલોક, પર્વત પડતા કીધા ફોક;
બભ્રુવાહનનું દલ જેહ, ભાગ્યા ભડ ના સંડે તેહ. ૧૨
વૃષ અખંડ મૂકયા અણી, વેધ્યો અંગ મણિપુર ધણી;
રોમ રોમ અંગ છિદ્રં જ કર્યું, તવ બભ્રુ આયુધ કર ધર્યું. ૧૩
મરડી ધનુષ્ય કરડયા દંત, આણે બાણે આણું અંત;
આવતું દીઠું વૃષકેત, મુખથી ચાવ્યું શર સમેત. ૧૪
પ્રાક્રમ પૂરૂં દીઠું ખરૂં, બભ્રુ બ્રહ્માસ્ત્ર કર ધર્યું;
શર પુંખતાં સોળ જ થયાં, આવતાં વૃષકેતે લહ્યાં. ૧૫
એક એક ચોસઠ મુખ હોય, એક તણાં અસંખ્યાં હોય;
રૂદ્ર રૂપ આયુધ વિશાળ, વૃષે બાણ મર્યું વિકરાળ.[1] ૧૬
પુંખે તવ શિવ નેત્રજ થયાં, છુટંતાં સંખ્યા નવ રહ્યાં;
શર વૃષ્ટિ ગગને અંધકાર, તજે નહિ મેરૂ પેરે ઠાર. ૧૭
કામાસ્ત્ર મૂકયું બલ ધરી,[2] વૃષકેતને મૂર્છા થઇ;
છેદ્યું શીશ ગયો દડવડી,[3] કર્ણકુંવર ઉઠયો તે ઘડી. ૧૮

---

૧ 'વિશાળ.' ૨ 'કામાસ્ત્ર મૂકયું કર લઇ.' ૩ 'રથથી ઉતરી ગયો દડવડી.'

ભમરભેદ વૃષ મૂક્યું બાણ, બભ્રુ ગયો ગગનમાં જાણ;
અર્ક લગી ઉંચો અડવડયો, ભમી ગગન ભૂમંડલ પડયો. ૧૯
રથ રેવંત સહિત કલપંત, બીજે રથ બેઠો બલવંત;
વજ્રાસ્ત્ર મૂકીને વઢયો, કર્ણકુંવરનો મુગટ જ પડયો. ૨૦
પડતો અર્જુન પેખ્યો જાણ, ભૂમિ પડયો ગગનથી ભાણ;
જોતાં કુંતાસુત ભૂપાલ, કર્ણકુંવરનો આવ્યો કાળ. ૨૧
રથ ખેડી આવ્યો શર ધર્યો, કર્ણકુંવર તો કુશલો ખરો;
અર્જુન કહે હું અજ્ઞાન જ થયો, વૃદ્ધ થઇ હું વાંસે રહ્યો. ૨૨
મારા સુત મનમાં સુખધાર, મારૂં શુદ્રને એકે પ્રહાર;
વૃષકેતુ તવ વધ્યો વચન, આંહીથી જાઓ તમે અર્જુન. ૨૩
ઘરડા થયા ગઇ ગત મતિ, અધર્મ યુદ્ધ મારે કરવું નથી;
માહારૂં વચન પિતા નહીં કરૂં,[1] આપઘાત કરીને મરૂં. ૨૪
એહને સેના સામાન છે ભલો, યોદ્ધો યુદ્ધ કરે એકલો;
અધર્મ યુદ્ધ હવે જો કરૂં, મરણ થાયે નરકે સંચરૂં. ૨૫
અર્જુને મૂકયો તે ઠાર, આગળ ચાલ્યો કર્ણકુમાર;
બભ્રુવાહન બળભેર જ વઢ્યો, છેક ઢુકડે આવી મળ્યો. ૨૬
રીસ ચડી રવિનંદન જાત, ઘોર બાણ મૂક્યું ગ્રહી હાથ;
ઘોર શબ્દ ઘુમ્યો ગંભીર, તાણી ધર્યો એહવો તીર. ૨૭
સુસવતો શર આવ્યો સૂર, ગયો ગગન રથ આકાતૂર;
અરૂણ લગીં ઉંચેરો ગયો, હાહાકાર ગગન માંહે થયો. ૨૮

---

૧ કરૂં—કરોના અર્થમાં.

સુણ જનમેજય જયમુનિ વાત, પડયો ફરી ફરી ફેરા સાત;
અર્જુનસુત કીધો આકળો, બાણે વેંધ્યો બેહબાકળો. ૨૯
અણચિંત્યો ઉઠયો દડવડી, કર્ણકુંવર પર કીધી હડી;
કર્ણકુંવરને માર્યાં બાણ,[1] રથ થકી પાડયો પૃથ્વી જાણ. ૩૦
કર્ણકુંવર ઉઠયો મહાશૂર, માર્યું બાણ ગદા થઇ ચૂર;
બભ્રુ બાણ ધરી સુંઢયો, કર્ણકુવરનો રથ ઉરાડયો. ૩૧
અડવડીયાં અવનિ પર ચાર, ઉઠયો મરડી કર્ણકુમાર;
વળગ્યા વીર વળી શર ચોટ, રથની ઘાત કરે બહુ દોટ. ૩૨
કર્ણકુંવર જાણ્યો અંતકાળ, ભજ્યા મુખે શ્રીગોપાળ;
બભ્રુવાહન સમજ્યો જાણ, કનકાસ્ત્ર[2] તવ કાઢયું બાણ. ૩૩
ધીકે રંગ ધનુષ પર ચઢયું,[3] છુટયું કરણકુંવર શીર પડયું;
પડતે શીષ કબંધ જ વઢયું, અર્જુનને ખોળે જઇ ચડયું. ૩૪
કમલકુંવરની કોકા કરા, અર્જુન હાથ પછાડયા ધરા;
અર્જુનને દા લાગ્યો ઘણો, અરે પુત્ર મેં હાથે હણ્યો. ૩૫
અર્જુનને ધીરજ કોણ દે, સુતની શોચના સબળી કરે;
અર્જુન જ્ઞાન વિચાર્યું મન, અંતકાળનો આવ્યો દિન. ૩૬
શોક ઘણેરો અર્જુનને થયો, બભ્રુવાહન ત્યાં આવિયો;
ઉઠ પારથ કીજે સંગ્રામ, જોજે શુદ્ર તણાં તું કામ. ૩૭

---

૧ 'ગદા ગ્રહી એક ઉપર ધરી.' ૨ 'કનક પુષ તવ કાઢયું બાણ.'
૩ 'ધીકે રણ ધનુષ.'

## કડવું ૯ મું.

### રાગ ચોપાઇ.

સુણતાં અર્જુન ઉઠયા સહી, રથ ઉપર તે બેઠા જઈ;
હાથ ચાપ ઝાલ્યું ગાંજેવ, જુવે કોટિ તેત્રીશ દેવ. ૧
મોહાસ્ત્ર અર્જુને કર ધર્યું, મૂકી શર દલ મૂર્છા કર્યું;
કહે અર્જુન સુણ લંપટ તણા, તેં જોદ્ધા મારા માર્યા ઘણા. ૨
તે મારે અંગે મોટી દાઝ, અરે શુદ્ર ના મૂકું આજ;
એમ કહી મૂકયું કપાસ્ત્ર[1], નીચ કુળ[2] તું કેટલા માત્ર. ૩
નાગ તણા ગરૂ અસ્તિક જેહ, તેણે શર આપ્યું' તું તેહ;
અસ્તિકશર તાણ્યું તે સમે, નાગ દેવ ત્યાં ચરણે નમે. ૪
મહા પરાક્રમી અર્જુનને લહ્યો, ગિરિવર બાણ તે કરમાં ગ્રહ્યો;[3]
મૂકયું પર્વતાસ્ત્ર ગ્રહી પાણ, ભાગ્યાં ગઢ મણિપુરનાં જાણ. ૫
જોજન સોળ તણી એક ગદા, ભુવન ભીંત પાડી ત્યાં તદા,
શહેર સરવ આકુળ ત્યાં થયું, અર્જુન શર એવું પરવર્યું.[4] ૬
બભ્રુવાહન કર્યો વિચાર, ઇંદ્રાસ્ત્ર મૂકયું તેણીવાર;
પર્વત પૂર્વે પાંખો હતી, ઇંદ્રે કાપી વજ્રવતી. ૭

+ × + +

કર શર નીરખ્યું વજ્રાકાર, પર્વત થયો તે પ્રલયકાર. ૮

---

૧ 'પાશાસ્ત્ર' ૨. 'નીચકુપાત્ર.' ૩ 'ગિરિવર બાણ તણો શર ગ્રહ્યો.
૪ 'પરવર્યું.'

અર્જુન બાણ જમાસ્ત્ર [1] ધરે, હેલા માંહે હંસ જ હરે;
દારૂણ દ્વેખી દૈવત જાણ, નીરખે નિશ્ચે જાયે પ્રાણ. ૯

બભ્રુવાહન તે જાણિયું, સ્તવિક [2] વિષ્ણુ શર તાણિયું;
અર્જુને આવતું લહ્યું, અંતક બાણ હોલાઇ ગયું. ૧૦

અર્જુન બહુ ઉપાય કરે, સિદ્ધ બાણ સહુ પાછાં ફરે;
બોલ્યો ત્યાં બભ્રુવાહન, સાંભળ સત્ય કહુ અર્જુન. ૧૧

ભીષ્મ, દ્રોણ, કૃપ, ભડ કરણ, જીત્યા ઈંદ્ર, અગ્નિ ને વરૂણ;
અન્ય જોદ્ધ પ્રાક્રમ બળ બહુ, તેં અર્જુન જીત્યા તે સહુ. ૧૨

*ચિત્રાંગદા મુજ માતા સતી, કહી શુદ્રી તું મહા દુર્મતિ;
તે માટે તુને હત્યા જાણ, નિષ્ફલ થાય સહુ તારાં બાણ. ૧૩

માટે તુજને કહું છું વાત, તારે શિર પાતક ઉતપાત;
સમર તું સારંગપાણી સત્ય, મારે હાથે તારૂં મૃત્ય. ૧૪

એમ કહી કાઢયું કનકાસ્ત્ર, સદ્ય શીષ છેદ્યું ક્ષણમાત્ર;
અર્જુનને મન બહુ અહંકાર, શું કરશે મુને શુદ્રીકુમાર. ૧૫

જવાલાપુત્રનું લાગ્યું પાપ, સમીપ થયો ગંગાનો શાપ;
હરિ નવ તેડયા તેણે ઠાર, ભાવિ પદારથ છે હોનાર. [3] ૧૬

નિર્બળ કામ લેખે ના ગણ્યું, જાર જાતને હવણાં હણ્યું;
અર્જુન મરણ તણું શર જેહ, બભ્રુને કર આવ્યું તેહ. ૧૭

ચાપ તણે ચોલે [4] આણીયું, અર્જુન મરણ સમો જાણીયું;
પંચ દિવસ પિતા પ્રાક્રમ [5] કર્યું, બભ્રુએ સર્વે નિષ્ફલ કર્યું. ૧૮

---

૧ 'જમીસ્તર.' ૨ 'સાત્વિક *' અહીં 'તે જોતાં મુજને કાણુ ગણે'
[ ]વી એક લીટી એક પ્રતમાં વધારાની છે.' ૩ 'ભાવિ પદ છે જે હોનાર.
[ ] 'મેલે.' ૫ 'પંચ દીવસ પ્રાક્રમ પરવર્યું'.

તાણ્યું શર કંપ્યો ત્રૈલોક્ય, ચંદ્ર રવિ તે પામ્યા શોક;[1]
નવગ્રહ તારા મંડળ મહીં, શેષ કૂર્મ અકળાયો સહી. ૧૯
ભૂવન ચૌદ કડકડતે કશી, શર આવ્યો અર્જુન પર ધસી;
એકવીસ બ્રહ્માંડ થઇ ફીશ, છેદ્યું અર્જુનનું શીષ. ૨૦

## વલણ.

અર્જુન શીર શર છેદ્યું, કનક પુષ તણું જે બાણ;
જગ્નદીપ લય પામીયો, હસ્તિનાપુરમાં જાણ. ૨૧
બત્રીશે જુદ્ધ બહુ થયું, સુણ જનમેજય રાય;
હાહાકાર ઘણો થયો, જયમુનિ કહ્યું ના જાય. ૨૨

---

## કડવું ૧૦ મું.

### રાગ ચોપાઇ.

સુણ પાંડુ અર્જુનનંદન સુત તન,[2] એણી પેરે બોલ્યા જયમુન્ય;
જગ્નદીપ ટાઢો થઇ ગયો, હાહાકાર હસ્તિનાપુર થયો. ૧
વ્યાસ વચન જુઠાં ના પડે, માતા કુંતાજી ત્યાં રડે;
શ્રી નારાયણ ધર્મકુમાર, સહદેવ નિકુળ કરે વિચાર. ૨
કાંઇક અર્જુન કારણ થયું, જે સ્વપ્નાંતર કુંતાને થયું;
શ્રી કૃષ્ણજી તમે કરજો સાર, કહે કુંતાજી વારોવાર. ૩

---

૧ 'સંકોચ્યા સૂરજ મન શોક.' ૨ સુણ પાંડુ અર્જુનનંદન તન.'

ધર્મ કહે જાઓ પવનકુમાર, અર્જુન કર્ણકુંવરની વહાર;
શ્રી કૃષ્ણ કહે શિદ કલ્પો મન, કુશલો ઘેર આવશે અર્જુન. ૪

કૃષ્ણ કહે યુધિષ્ઠિર સુણો, કાયર જીવ તમારો ઘણો;
રોતાં રાખ્યાં કુંતા માત, પવનકુંવર અમો જઇશું પ્રભાત. ૫

સુણ જનમેજય કહે જયમુન્ય, કહેવો ખેલ થયો રાજન,
અર્જુન કર્ણકુંવરનું શીષ, છેદ્યાં થકાં જપે જુગદીશ. ૬

રણભૂમિ પર આવ્યો રાય, શંખ શબ્દ સરવા ત્યાં થાય;
જીત તણાં વાગ્યાં દુંદુભી, દુખીયા દેવ થયા સહુ નભી.[1] ૭

બ્રહ્માંડ ભાર તૂટી શે ના પડે, ઇંદ્રાદિક અંતરીક્ષથી રડે;
વૃષકેતુ અર્જુન જ્યાં પડ્યા, ઘણા જોધ જોઇ લડથડ્યા. ૮

વિષ્ણુ, ઇંદ્ર કે શંકર હોય, બભ્રુવાહનનું દલ રોય;
સ્વામિ જીત્યા તે શુભ લહ્યું,[2] પણ ઘણું કામ અઘટતું થયું. ૯

અર્જુન દેહ તે હરી દેહ અનંત, કર્ણકુંવર માર્યો કલપંત;
જનમેજય તવ નામે શીષ, પૂછ્યું પ્રશ્ન ઋષિના ધીશ.[3] ૧૦

પૂર્વે કોઇ કથા વાર્તા, યુદ્ધ હવું છે પુત્ર ને પિતા;
કોઇ કાલાંતર એહવું હવું,[4] કે અર્જુન બભ્રુવાહન નવું.[5] ૧૧

જયમુનિ ઋષિ વાણી ઉચરે, જનમેજય તે શ્રવણે ધરે;
ત્રેતાયુગ અંતેની વાત, વઢ્યો પુત્ર સંઘાતે તાત. ૧૨

---

૧ 'દુખીયા દેવ થયા દભી.' ૨ 'સ્વામી જીત્યા તે ધડ હયુ.' ૩ 'પુછ્યું પ્રશ્ન તમ તે અધીશ.' ૪ 'એહવું સાંભળ્યું' ૫ 'કે અર્જુન બભ્રુ ઉપજ્યું નવું.'

## વલણ.

થઇ ગઇ પુર્વે કથા, આ તો થકી આંહ;
કહો ઋષિ હવે શું થયું, અર્જુન પડયા ત્યાંહ. ૧૩

---

## કડવું ૧૧ મું.

## રાગ ચોપાઇ.

જયમુનિ કહે સાંભળ રાજન, અગ્ર કથા કહું ધરજે મન;
ભારત કથા સાંભળો ભૂપાળ, જયમુનિ બોલ્યા ઋષિ કૃપાળ. ૧
ગંગા કુંડમાં જવાળા બળી, બાણ થઇ ભાથામાં ભળી;
તેહ શર બભ્રુને કર ચડયું, પ્રહાર કર્યો અર્જુન શિર પડયું. ૨
અર્જુન કર્ણકુંવરનું શીષ, લીધાં હાથે પોતે નરાધીશ;
રણ જીતીને ચાલ્યો રાય, બભ્રુનો બહુ મહિમા થાય. ૩
અર્જુન સહિતા દલનો અંત, માર્યો કર્ણકુંવર બલવંત;
વડા વીર રોળ્યા રણ વહી, રૂધિર વહે ખળખળતી નદી. ૪
ગજ ઉપર ઘોરે ઘણા ઘાય, આવ્યો પુરિ પોતાને રાય;
વધામણી માતાને થઇ, રણ જીતી સુત આવ્યો સહી. ૫
અપરમાતા ઉલુપિ શુભ સદા, જાણ્યું જનેતા ચિત્રાંગદા;
આવી પુત્ર વધાવા કાજ, કનકપાત્રમાં સઘળો સાજ. ૬
દીઠું મસ્તક અર્જુન તણું, કામિનિ બેહુ કંપી ઘણું;
અરે કુંવર કીધો કલ્પાંત, કુંતાપુત્ર કમલ મુજ કંથ. ૭

કનિષ્ઠ કમલ ભત્રીજો ભ્રાત, એથી કુંવર થયો ઉત્પાત;
સુન્ય થઇ મંગળ સહુ નાર, અબલા સહુ તજ્યો શણગાર. ૮

બભ્રુવાહન બોલ્યો વાત, સંદેહ સાંભળ મારી માત;
ભેટ લઇ ચરણે હું ગયો, જાર જાત શુદ્રનો[1] કહ્યો. ૯

પાટુ પ્રહારે કર્યો મુને હૃદે, ઉઠ શુદ્ર ઇહાંથી મુખ વદે;[2]
એ ઉપર એ કીધું કર્મ, મેં તો રાખ્યો તારો ધર્મ. ૧૦

અનેક દેશ સુણતાં રાજન, ત્યાંહાં મુજને કીધું ઉપમાન;
જનેતા શિર ઉપવાદ જ ધર્યો, સભા દેખતાં ભુંડો કર્યો. ૧૧

એના જોદ્ધ સહુ કર્યા નિપાત, મૂકે નહિ મુખે શુદ્રી જાત;
મરતે મુખ ન મૂકે માસ, શુદ્ર કહ્યો માટે કર્યો સંગ્રામ. ૧૨

ત્યારે રણ આપું ના ઓસરૂં, અંશ શુદ્રથી અવનિ ફરૂં !
તું થઇ હવે સર્વોપરી, અર્જુન વીર્ય તણો ગર્ભ ધરી. ૧૩

કીર્તિ થઇ ત્રૈલોકય[4] સમેત, સત્ય અર્જુન બભ્રુ રેત;
એવું કહેશે ચૌદ લોક, જો જનેતા સાચી તજ શોક[5]. ૧૪

ચિત્રાંગદા કહે સુણને સુત, કીર્તિ વાધી તારી અદ્ભૂત;
સંદેશો સહુ લોકે લહ્યો, પુત્ર પિતાનો ઘાતિ કહ્યો. ૧૫

પ્રૌઢો જશ પામ્યો શિર પાપ[6], બભ્રુવાહને માર્યો બાપ[7];
જશ ભાંખે ભાષા[8] ભણનાર, બભ્રુ બાપ તણો હણનાર. ૧૬

---

૧ ' જાર જાત કૃષ્ણનો કહ્યો. ' ૨ ' ઉઠ ઇહાંથી મુખ વદે. ' ૩ 'સર્વમાં. ૪ ' ત્રિભોવન. ' ૫ 'જો જનેતા સાચવી શોક. ' ૬ ' પ્રોઢો જશ પાસો શિરપાત. ' ૭ ' તાત. ' ૮ ' ભાટ. '

કુંવર કર્યાં તેં એવાં કામ, નથી નર્કમાં તારો ઠામ;
બોલ ચિત્રાંગદા બહુ વિધિ કહ્યા, બભ્રુએ હૃદયમાં લહ્યા.[1] ૧૭

જુદ્ધ તણો જશ જલ વહી ગયો, લોક અપવાદ અપરાધી થયો;
સુત તારો મેં લહ્યો સંબંધ, ચાલ કુંવર જ્યાં કંથકબંધ. ૧૮

સર્વ ગયાં રણભૂમિ ઠામ, પારથ પોડયા કરી સંગ્રામ;
કબંધ જોઇ કલપી તે નાર, સુને પુત્ર એ મળતી માર. ૧૯

હવે હું જીવી શું કરૂં, પાપે પેટ પૃથ્વીમાં ભરૂં;
તે માટે સૂરજની સાખ, મસ્તક મારૂં છેદી નાખ. ૨૦

ઉલુપિ કહે સૂણ મારી વાત, અર્જુન એક છે એંધાણ;
પાંચ છોડ દાડમ શુભ જાત, રોપ્યા અર્જુન પોતે હાથ. ૨૧

અર્જુન કહે સૂકાઈ જશે, ત્યારે મારૂં મૃત્યુ થશે;
લીલાં તવ કુશલો ભરથાર, સૂકે ઉતારો શણગાર. ૨૨

જોઇએ જઇ આપણ ચક્ષ, સૂકાં છે કે લીલાં વૃક્ષ;
સર્વે કહે એ જોવું ઘટે, સાચાનો એ સંદેહ મટે. ૨૩

વાડીમાં સહુ જોવા ગયાં, પાંચે છોડ સૂકાઇ રહ્યા;
નિશ્ચે મૃત્યુ થયો નિજ ધણી, બેહુ સ્ત્રીએ પાડી પીટણી. ૨૪

અંગ પછાડે અવનિ પડે, કબંધ શીષ ખોળે લઇ રડે;
બભ્રુવાહનને આવ્યો શોક, પુત્રે ઓચીંતી મૂકી પોક. ૨૫

ભૂપ મહાભડ ભૂમિ પડયો, લાગે અવનિ પર રડવડયો;[2]
ચિત્રાંગદા ને ઉલુપિ નાર, કરતી આક્રંદ તેણે ઠાર. ૨૬

---

૧ ‘ બભ્રુવાહન ઝાંખા થયા. ’ ૨ ‘ દ્રુમ લોઢ હૃદયાસુ મડયો. ’

## વલણ.

દેહ પાડ્યું સહુ કો દેખતાં, આયુધ ઝાલ્યાં સુતનાં હતાં;
ઉલુપિએ લીધો કર થકી, ક્ષણુ એક બહેની રહે ટકી[૧]. ૨૭

---

## કડવું ૧૨ મું.

### રાગ ચોપાઇ.

પુત્ર પડ્યો છે મહા દુઃખ ભર્યો, તે ઉલુપિએ ઉંઠાડ્યો ખરો;
બભ્રુવાહન ચિત્રાંગદા, ટોળે ત્રણ થયાં તે તદા. ૧

એક વિચાર કરો આપણે, ઉલુપિ માડી કારણ ભણે;
શેષ નાગ પાતાળનો ધણી, તેને ઘેર સજીવન મણિ. ૨

તે વસ્તુ કોઇ લાવે ખરૂં, અર્જુન સદ્ય સજીવન કરૂં;
શેષ નાગ તહારો છે પિતા, સત્ય તું છે તેહની સુતા. ૩

માટે મણિ આપે તત્કાળ, બભ્રૂવાહનનું છે મોસાળ;
બભ્રુવાહન થયો રળિયાત્ય, ચાલો માતા આવું સાથ. ૪

નાગ વડવાનું હું બાળ, મળતા આવીશું મોસાળ;
ઉલુપિ એમ વાણી ભણી, એ બુદ્ધે ના આપે મણિ. ૫

મર્ત્યલોક ન આપે હાથ, સજીવન વિદ્યા મોટી વાત;
મ્હારે પુંડરિક સાથે પ્રીત, ઉલુપિ કહે સાંભળીએ રીત. ૬

---

૧ ‘ઘડી એ જીવો વજ્ર થકી.’ બીજી પ્રતમાં ‘ક્ષણ એક બેહુની રહે ટકી.’

તેડી જાઉં તેને સાથ, સમજાવીને કહેશે વાત;
ચિત્રાંગદા શબ્દ ચિત્ત ધરો, બહેની તમે ઉતાવળ કરો. ૭

બભ્રુ કહે સાંભળને માત, એવો મણિ ક્યાંથી હાથ;
ચિત્રાંગદા તે બોલ્યાં વાણ, સાંભળ કુંવર ચતુરસુજાણ. ૮

પ્રભુ પ્રસન્ન જ્યાં પૂરણ થયા, શેષ નાગ તણે ઘેર ગયા;
ભુજંગ તણી ભક્તિ મન ધરી, સાગ નાગ મનસાએ કરી. ૯

શેષ કહે સ્વામિ ચિત્ત ધરો, નાગ લોક મૃત્યુ પરહરો;
સજીવન મણિ હરિ આપ્યો સાર, લઇને મૂક્યો તે ભંડાર. ૧૦

જગન્નાથ કહે જંત્ર તું કરે, મર્ત્ય લોકને કર નવ ધરે;
તે સોંપે નહિ કેને હાથ, ઉલુપિ કહે તે કીજે વાત. ૧૧

કહે બભ્રુ મને સંદેહ પડે, માતા મણિ માગ્યો નહીં જડે;
મુજને મન જાવા મોસાળ, ઉથલ પાથલ કરૂં પાતાળ. ૧૨

નાગ હણીને લાવું મણિ, એમ બોલ્યો મણિપુર ધણી;
ઉલુપિ બોલી એવી વાણ, પુત્ર રખે તું સહેલું જાણ. ૧૩

વિષની જ્વાલા મુખ પ્રચંડ, ફુંકેથી ફાટે બ્રહ્માંડ;
મસ્તક મોટાં મેરૂ સમાન, શેષશાઇ પોઢ્યા ભગવાન. ૧૪

તે માટે કળે કીજે કામ, બળથી બગડે બેહુ ઠામ;
માતા તણાં વચન સાંભળી, બભ્રુ બોલ રહ્યો તે ગળી. ૧૫

પુંડરિક સંગ જશો તે ઠાર, કદાચિત કહેશે મુખ નકાર;
ત્યારે જનુનિ નહીં રહે ભાર, જાયે પુંડરિક એકલા નિર્ધાર. ૧૬

ઉલુપિએ સાચું ચિત્ત ધર્યું, પુંડરિકનું સ્મરણ ત્યાં કર્યું;
પુંડરિક આવ્યો એકે મન, રડે નાર પડ્યો અર્જુન. ૧૭

ઉલુપિ કહે તમો આવ્યા ભલે, આ ઉત્પાત થયો ક્યાં અણુલહે;[1]
પિતા કરવી અમારી સાર, રણમાં પડયો છે ભરથાર. ૧૮

પુત્રી તું કહે તે કરૂં, વચન વિશેષે મસ્તક ધરૂં;
કહે નારી પડયો ભરથાર, જાઓ તમે પિતાને દ્વાર. ૧૯

કહેજો જનકને સંદેશો જઈ, પુત્રી તારી વિધવા થઇ;
ઉતારી આપ્યો શણગાર, પિતા પાગે મૂકો નિર્ધાર. ૨૦

આપો હેવાતન પુન્ય પળે, નીકર પુત્રી અગ્નિમાં બળે;
માગે મણિ સજીવન સત્ય, જેથી જીવન પાસે મૃત્ય. ૨૧

કહે પુંડરિક વચન એક ધરો, કબંધ શીર્ષની રક્ષા કરો;
અર્જુન કર્ણકુંવર જ્યાં પડયા, પુંડરિક આદે સહુ કો રડયા. ૨૨

[2] રક્ષા કારણ બેઠી સોય, સ્ત્રીઓ સાથ સહુ કો રોય;
જત્ન કરી રાખો બેહુ શીષ, સમરો મુખ સહુ શ્રી જગદીશ. ૨૩

શેષનાગ ઘેર આવ્યો તદા, વિશ્વાસ વિષધર જ્યાંહાં સદા;
આવ્યા ધરણીધરને દ્વાર, મૂકયા પુત્રીના શણગાર. ૨૪

આભૂષણ દીઠાં ફણીદેવ, પુંડરિકને પૂછ્યું તતખેવ;
સહસ્ત્ર ફણીધર કહે શું હવું, આ કૌતક કાંઇ દીસે [illegible] ૨૫

વલણ.

નવું કૌતુક ત્યાં નિરખિયું, શેષ થયો દિંગ્મૂઢ;
કહો આભૂષણ એ કોણ તણાં, દેખી ચિંતા પ્રોઢ. [3] ૨૬

---

૧ 'આ ઉત્પાત થયો છે કસો.' ૨ 'રક્ષા કારણ સહુકો સોય, ઉઠીયા સત્ય સહુ કોય.' ૩ 'દેખી ચેતાં પ્રૌઢ' બીજી પ્રત 'દેખી થઇએ પ્રૌઢ'

તે વિસ્તારી કહો મુજને વાત, એમ બોલ્યા પાતાળીનાથ;
દ્રોણ કરણ ગુરૂ ગંગેવ, જીત્યા યોદ્ધા દેવાધિદેવ.[૧] ૮

કૃપાચાર્ય વિદ્યા બહુ બળી, અશ્વત્થામા જે બાણાવળી;
અર્જુન આગળ મૂકયાં માન, માર્યો જયદ્રથ જે જમરાણ. ૯

કૌરવપતિ દુર્યોધન દળ્યો, શેષ કહે મહિમા સાંભળ્યો;
સદા હરિ જે ઉપર સહાય, તે અર્જુન કેમ માર્યો જાય. ૧૦

ખાંડવ વન પરજાળ્યું સુણ્યું[૨], શિવ જીત્યા એનું પ્રાક્રમ ઘણું;
તે અર્જુન હણ્યો આ વાર, કહે તે નરનો નામોચ્ચાર. ૧૧

કર જોડી પુંડરિક મુખ ભણ્યું, તમ પુત્રી સુત પ્રાક્રમ ઘણું;
અશ્વમેધ યુધિષ્ઠિર કરે, અર્જુન હય પૃથ્વી પર ફરે. ૧૨

જીતી યોદ્ધા મહિસ્થલ ધણી, આવ્યો હય તમ દોહિત્ર પુર ભણી;
સંગે સુભટ ભલા ખડ્ગધાર, અનુસાલવ આદ્યે ઝુઝાર. ૧૩

યાદવકુળ સાત્યકિ મહારથી, પ્રદ્યુમન કૃતબ્રહ્મા સેનાપતિ[૩];
યૌવનાશ્વર યોદ્ધો સુવેધ, ભડે ભૂપ વિદ્યાના ભેદ. ૧૪

હંસધ્વજ નીલધ્વજ ધરી, કર્ણકુંવર તો સર્વોપરી;
એહવા સુભટ સહીતાં અર્જુન, હય બાંધ્યો મણિપુર રાજન. ૧૫

પુત્ર પિતાને મળવા ગયો, અર્જુનને ત્યાં સંદેહ થયો;
પિતા પુત્ર વિખવાદ જ પડયો, સુણતાં બભ્રુ યુદ્ધે ચડયો. ૧૬

દલ સહિત પડયાં દલધીશ, અર્જુન કેરૂં છેદ્યું શીષ;
ઉલુપિ ને ચિત્રાંગદા, અર્જુન શીષ ઓળખ્યું તદા. ૧૭

---

૧ ‘ તે સહુ જીત્યા મોટા દેવ ’, ૨ ‘ પરજાળ્યા શ્રવણે સુણ્યું’.
૩ ‘ દલપતિ ’.

કર્ણ કુંવર વૃષકેતુ પડયો, પંચ દિવસ બભ્રુશું વઢયો;
વૃષકેત અર્જુનનું નામ, પડયાં શીષ બેઉ એકે ઠામ. ૧૮

શેષનાગ સાંભળતાં વાત, અર્જુન પડયો મહા ઉત્પાત;
વૃષકેતુ તે બહુ ખરખરો, નાગદેવ નેત્રે જળ ઝર્યો. ૧૯

બભ્રુ જોતાં કીધું ઘણું, પાણી રાખ્યું પરિયા તણું;
શેષનાગને આવ્યું હેત, અકર્મ કર્મ પાંડુ પડયો વૃષકેત.[1] ૨૦

કહે પુંડરિક જે પુત્રીએ કહ્યું, તે તો સ્વામી સઘળું લહ્યું;
આપો મણિ ઉતાવળ કરી, ત્યાં જઇ હું આવું ફરી. ૨૧

દયા શેષને આવી ઘણી, આપું પુંડરિક તમને મણિ;[2]
ધૃતરાષ્ટ્ર તેડાવ્યો નાગ, સુત ભત્રીજા માર્યા માગ.[3] ૨૨

પૂછે શેષ નાગ સ્તુતિ કરી, ઉલુપિ ચિત્રાંગદા દીકરી;
તેને દુઃખ પડયું સંસાર,[4] પતન થયો તેનો ભરથાર. ૨૩

સજીવન મણિ મોકલીએ સાર, તવ પુત્રી પહેરે શણગાર;
મોટો મહિમા તમારો થશે, નાગલોકનાં પાતક જશે. ૨૪

ત્યાં ધૃતરાષ્ટ્ર બોલ્યા નાથ, સ્વામી એ મણિ ના અપાય;
મૃત્યુલોકમાં જાયે એહ, ફરી નવ દૃષ્ટે દેખાયે તેહ. ૨૫

વિષ્ણુએ તમને વાર્યા ઘણું, જવા દો ડહાપણ તમ તણું;
મૃત્યુલોક અર્જુન અવતર્યો, આયુ અવધે તે પરવર્યો. ૨૬

ગયો મણિ ના આવે ઠામ, શું પુત્રી અહાં આવે કામ;[5]
શેષ કહે અ તે આપશો, જશ ખોઇ અપજશ થશો. ૨૭

---

૧ ' અકર્મ કર્મ પડયો વૃષકેત. ' ૨ ' આપું તુને સજીવન મણી'.
૩' ભાઈ એ ભાગ' ૪' અપાર.' ૫ 'આવે કેમ.'

એહને માથે જુગજીવન, નહીં મરવા પામે અર્જુન;
લેશે બળે હસારત થશે, મૂર્ખો મહિમા જોતાં જશે. ૨૮

બભ્રુએ જીત્યો અર્જુન, કંપ્યું સઘળું ઇંદ્રાસન;
યુદ્ધ કરી લેશે નિર્વાણ, જેહને મસ્તક સારંગપાણ. ૨૯

તે લેશે બલયુદ્ધ આચરી, રહેશો વદન વિકાસી કરી;
તે માટે મોકલીયે મણિ, પુત્રી સુખ પામે આપણી. ૩૦

કૃષ્ણદેવ થાશે પ્રસન્ન, સદા સ્નેહી જેનો અર્જુન;
સુણી વાત ધૃતરાષ્ટ્રે કહ્યું, એ થનારૂં થઇને રહ્યું. ૩૧

કોઇને હાથ નવ આપું મણિ, જો આવે અહીં ત્રિલોવન ધણી;
કહ્યો નકાર સર્પ સહુ મળી,[1] પુંડરિક આવ્યા પાછા વળી. ૩૨

## વલણ.

ફીકે મહોડે આવ્યા સહી, વાસુકિએ મણિ તણી ના કહી;
નારી તણું શું કહીયે રૂડું, કબંધ શીષ અર્જુનનું પડ્યું. ૩૩

---

## કડવું ૧૪ મું.

### રાગ ચોપાઇ.

થઇ નિરાશ બેહુ બેનડી, વિવિધ વિલાપ કરીને રડી;
પછે જાગ કુંતા સુત ભૂપાળ, મુજ પર રીસ ચઢી રીસાળ. ૧

---

૧ 'કહું ન કરૂં સર્પ સહુ મળી.' આ પછી એક પ્રતમાં વધારાનો ભાગ
'નિશ્ચે મણી તણી ના કહી.'

સ્વામી મેં સેવા નથી થઇ, અબુદ્ધ વિખધરી છું અણલહી;
સ્વામિ પ્રોહોણા આવ્યા ઘેર, પૂછું પતિ વાતની પેર. ૨

શાપણ પાપણનો અવતાર, ડાકણ થઇ ડસ્યો ભરથાર;
છૂટી દેહ તમ ચરણ થકી, દ્રોહમાં કોઈ નહાતું ના ટકી.[1] ૩

મળવા આવ્યા મુજને નેટ, મોકલી મસ્તકની તેમાં ભેટ;
કાંઇ ઉઠી શિખામણ કહો, સ્વામી સ્નેહ અંતરનો લહો. ૪

જાગ જાગ સમૂદ્ર સ્વામ, જેહના હરિ છે અંતરજામ;
જાગ જોધ કૌરવના કાળ, જાગ વૈરાટ ગૌપ્રતિપાળ. ૫

ધરો ગાંડિવ ધનુર્ધર ધીર,[3] જાગ યુધિષ્ઠિર કેરા વીર;
ભડ પાંચાળી વરવા ભેદ, જાગ કરવો છે મચ્છવેધ. ૬

ઓ આવ્યો કરણ કરગ્રહી બાણ, જાગ જોધ તું ચતુરસુજાણ;
ઓ આવ્યો શર[4] દુશાસન, જાગ માર ઉઠી અર્જુન. ૭

ઓ આવ્યો ત્રિલોવન નાથ, જાગ ઉઠ કર તે શું વાત;[5]
એમ કહી અબળા ટળવળે, પીયર સાસરે કોઇ ના મળે. ૮

નિર્બળ વાકય માતાનું સુણ્યું,[6] બભ્રુને દુઃખ લાગ્યું ઘણું;
ઉઠયો સુત મહા ક્રોધે ભર્યો,[7] જલહલ રથ કીધો સાંતરો. ૯

માતાને જઇ પાગે પડયો, માહરા સમ જો હાવે રડો;
સુણ માતા શિખામણ ઘણી, નાગ હણીને લાવું મણિ. ૧૦

કાંટો કાઢી નાખું કાળ, જઇ શોધું સાતે પાતાળ;
લાવું મણિ ને નાગ સમેત, કહે બભ્રુ અર્જુનનું રેત. ૧૧

---

૧ 'દ્રોહમાં કોઈ નમ્યું નથી.' ૨ 'ભ્રાત.' ૩ 'ધારણ ધીર.' ૪ 'શૂર.' ૫ 'કરવી છે શું.' ૬ 'નિર્બળ વાકય જનેતા તણું.' ૭ 'મહાપરાક્રમી.'

ી મુજ મસ્તક ત્રિભુવન ધણી, જીતી અણી એ લાવું મણિ;
ાતા કુંતાને પ્રણામ,[૧] જપું નિત્ય પાંચાળી નામ. ૧૨.

સું બંધુ બેઉ માદ્રી જા.ાર[૨], નમું સુભદ્રા મારી માત;
સું ધરમ સુત જે સત્ય કામ, નમું વૃકોદર મહાબલ ઠામ. ૧૩.

ત્તમ રથ બેસી સંચર્યો, પુત્ર પાતાળમાં પરવર્યો;
જાસ્ત્ર તવ મૂક્યું વીર, પામ્યો મારગ પૃથ્વી ચીર. ૧૪

ાવિતા સમરીને સુરજાત્ર,[૩] તેજ તિમિર હર્યું ત્યાં માત્ર;
૪લભૂમિ આવ્યો જ્યાં જોધ, મારૂત બાણ મૂક્યાં કરી[૪] ક્રોધ. ૧૫.

વરૂણ દેવ ત્યાં દીધો માગ, તે સંચલ સહુ જાણ્યો નાગ;
સૈન્ય સહિત જોધાની સભી, ગજ મસ્તક ગરજે દુંદુભી. ૧૬

જ્યાં વહે છે ઘેરાં જલ ગંગ, જોધ આવ્યો તેહને સંગ;
નાહ્યા નિર્મળ ગંગ ઝકોળ,[૫] પાતાળે પ્રભા કલ્લોલ.[૬] ૧૭

કહે ગંગા મુજ સુતનો હંત, તેહનો સુત તુજ આણું અંત;
એમ કહી ગંગા ગહ્વરી, પટ કર્યો પૃથ્વી પર ફરી. ૧૮.

બભ્રુએ બુદ્ધિ કીધી ખરી, બાણ તણી બાંધી ઠાઠરી;
એહવાં પરાક્રમ નાગે લહ્યાં, ગંગાજી ત્યાં ગરૂઆં થયાં. ૧૯

કાળ પાસે આવ્યો તર્ત કાળ, કાળ રૂપ તણું પાતાળ;[૭]
અસ્તિકનું આપેલું બાણ, નાગ તણા લેવાને પ્રાણ. ૨૦

મયૂર મંત્ર સાધ્યો જન તર્ત, તેથી ફણીધર પામે મર્ત;
અસ્તિક સ્મરણ બભ્રુએ કહી, ગયાં બાણ[૮] સર્પો પર વહી. ૨૧

---

૧ 'પરણ્યા.' ૨ 'માદ્રીસુત.' ૩ 'સુરાત્ર.' ૪ 'માહા.' ૫ 'કલ્લોલ.'
' રસમોલ.' ૭ 'વિકરાલ વીશમાં તે વ્યાલ.' ૮ 'શર.'

વીષધર વીખ હીના સહુ થયા, ફાટયાં મુખને ફોફાં રહ્યાં,
પછે કૃપાસ્ત્ર મૂક્યું આણી,[૧] દ્વિફણી નાગ નાખ્યા હણી. ૨૨

ત્રિફણીનાં આવ્યાં જોડવાં, મયૂર બાણ કર્યાં ફોડવાં;[૨]
પંચફણી આવ્યા પર ધસી, તે ઉપર બાણ મૂકયાં કસી. ૨૩

વિષધર મૂકે વિષની જવાળ, તે ઉપર આવ્યા દશફણી કાળ;
સાત સહસ્ત્ર ફણી આવ્યા ઘણા, સુણ જનમેજય જુધની નહીં મણા.૨૪

ગરૂડ બાણ મૂક્યું ગંભીર, નાઠા નાગ ન રહી ધીર;
જયમુનિ કહે સાંભળ મહારાજ, બાહ્ય દૃષ્ટિ કરી મનમાં દાઝ.[૩] ૨૫.

કોઇ ઝાલ્યા કોઇ પાછા પળ્યા, ગરૂડ નાગ નાસંતા ગળ્યા;
શતફણી સુધી ખગ ગયો, ત્યાંથી ગરૂડ પાછો વળ્યો. [૪] ૨૬

વલણ.

બભ્રુએ શરને પૂછયો બોધ, શું આગળ વિષસ છે જોધ;
પાછું વળીને આવ્યું બાણ, ગરૂડ નવ ચાલ્યું નિર્વાણ. ૨૭

---

## કડવું ૧૫ મું.

### રાગ ચોપાઇ.

ગરૂડ કહે સાંભળ ગુણજ્ઞાન, શેષશાયી પોઢયા ભગવાન;
સ્થાનકની મરજાદા ધરી, પન્નગ પીઠ પર પોઢયા હરિ. ૧

---

૧ 'તાણી' ૨ 'માર્યું શીર ફણી તણાં ફોડવાં' 'માર્યું બાણ કર્યાં ફેડવાં.'
૩. આ લીટી એક પ્રતમા છે બીજ નહીં ૪. 'ત્યાથી તો પાછા આવીયા.'

ગરૂડે શીખવ્યો એક બોધ, તે જાણે બભ્રુવાહન જોધ;
મધુ બાણ મૂક્યાં ત્યાં રાય, નાગ તણે અંગે લપટાય. ૨

પિપિલિકાસ્ત્ર[૧] મૂક્યું કર ધરી, સર્પ અંગે વીંટી ખરી;[૨]
છિદ્રિકાસ્ત્ર મૂક્યું કારણી, અંગ સર્પનાં કીધાં ચાળણી. ૩

મધુ માંસ સર્પની સંગ, ખાધું કીડીએ ચુંટી અંગ;
ફણી પછાડે અંગે આગ, ગયા શરણે જ્યાં સૂતા નાગ. ૪

મૂઆ બાપજી વિધિ વણખૂટ, કરડે કીડીઓ અંગે[૩] ચૂટ;
શેષ કહે મેં પહેલું કહ્યું, તે તો ધૃતરાષ્ટ્રે ના લહ્યું. ૫

આહાં સુધી ભૂમિ અંગસી,[૪] જાણ્યું નહિં જે મહા પરાક્રમી;
નાગલોકનો ખોયો ભાર, દુભાયા વળી દેવ મોરાર. ૬

મણિ આપીને લાગો પાય, અહિલોક રહેશે મહિમાય,
શેષનાગ લાવ્યા તે મણિ, સામા ચાલ્યા બભ્રુવાહન ભણી. ૭

વિનતિ ભૂપની કીધી ઘણી, આ લો સુત સજીવન મણિ;
પાછા જો લાવો પાતાળ, જો તારી પરિયાંવટ પાળ. ૮

તું મુજ પુત્રીનો છે બાળ, સદા સુત તારૂં મોસાળ;
બભ્રુ કહે સાંભળીએ રાય,[૫] વિખધરને વિખ વધતું જાય. ૯

દૂર થકી સહુ દર્શન કરે, લાગ પડે મુખ ભક્ષજ[૬] કરે,
ત્યારે તેથી પામો હાર, માર્યા સ્નેહી સારો સાર. ૧૦

શેષ કહે એ તો સુત સહી, હવે તો દુઃખ ધરવું નહીં;[૭]
એમ કહી ઓછંગે ધર્યો, આ તો બાપા બાળક ખરો. ૧૧

---

૧ 'કપિલાસ્ત્ર' ૨ 'અંગ કીડીઓ વળીઓ ખરી' ૩ 'લાગી.' ૪ 'આગમી.' ૫ 'બભ્રુ કહે સાંભળીયે મુજ બાપ.' ૬ 'કચર.' ૭ 'નામ ઉપર ક્રીપા કરો.'

મે પુંડરિક પહેલા મોકલ્યા, બોલ કહ્યા તેને કછલા;
વૃદ્ધ શેષ વિષ્ણુનો અંશ, નહિં તો છેદત વંશ અહિવંશ[1] ૧૨

બભ્રુ કહે સાંભળ મુજ વૃદ્ધ, મણિ મોકલું વાચા શુદ્ધ;
અનેક દાન વસ્ત્ર બહુ ભલાં, પુત્રીને પહેરણ[2] મોકલ્યાં. ૧૩

× + × +

મણિ લઇ બ્રુભ ઘેર[3] જાય, આગળ એક કૌતુક થાય. ૧૪

## દોહરો.

કૌતુક એક એવું થયું, જનમેજય તું જાણ;
અર્જુન સૂત અંહકારીઓ, જયમુનિ બોલ્યા વાણ. ૧૫

હવે બાકી શું રહ્યું, જીત્યો જઇ નાગેંદ્ર;
ચંદ્ર સૂર્ય ચમક્યા સહી, દિગમૂઢ થયો દેવેન્દ્ર. ૧૬

સાન કરે શ્રી નાથજી, શેષ તણે ફણી સંગ;
તે જીત્યો જશ સાંભળ્યો, પ્રૌઢા માન પન્નગ[4]. ૧૭

ધૃતરાષ્ટ્ર કહે ધિક જન્મ, મિથ્યા વાચા મુજ;
લઇ ગયો મણિ ભોળવી, કોને કહું એ ગુજ. ૧૯

મૃત્યુલોકનું છોકરૂં, છતી કરી આંહ ક્ષાત;
નાગલોક લજાવિયા, પુત્રી એહ કુપાત્ર. ૧૯

માટે મુજ જીવ્યું કશું, સુત સમજાવ્યા ત્યાંહ,
અર્જુન કર્ણકુંવર તણું, શીષ લઇ આવો આંહ. ૨૦

---

૧ ‘ નહી તો એદત વંશ અસ્ત્વંશ. ’ ૨ ‘ શણગાર’. ૩ ‘ બભ્રુવાહન ’.
૪ ‘ પ્રૌઢા તે પંનગ.’

ત્યારે મણિને શું કરે, કબંધ એકલું હોય;
શેષ તણી બે દીકરી, રંડા રહેશે રોય. ૨૧

સુત માહારે તે પ્રીછવા, દુર્બુદ્ધિ, દુર્ભાવ, દ્વેષ,
દુર્દષ્ટિ ચોથો ખરો, એ પુરા પાપી વિશેષ. ૨૨

## વલણ.

ચારે જણે વિચારીયું, કીધું કામ તે ફોક;
સુણ જનમેજય વીનતિ, સઘળો પ્રગટશે શોક. ૨૩

---

## કડવું ૧૬ મું.

### રાગ ચોપાઇ.

સુણ પરીક્ષિત સુત રાજન, જયમુનિ બોલ્યા વેદ વચન,
દુર્બુદ્ધિ કહે દુર્મતિ કરૂં, અન્ય ચાલ સઘળે આચરૂં. ૧
'રિદ્ધિ સિદ્ધિને ટાળું સાવ, બીજો પુત્ર કહે સર્વે ભાવ;
દ્વેષ કહે હું કરૂં વિજોગ, પરઠું પાપ તણો ભવભોગ. ૨
દુર્દષ્ટિ કામધજ ચઢે, દેખી કુંવર કુવામાં પડે;
માતા દૂષણ મહા પાપણી, સ્પર્ષે મરણ સઘ શાપણી[1]. ૩
એવા ધૃતરાષ્ટ્રના પુત્ર, બ્રાહ્મણ કેરી ભાંગે ઘરસૂત્ર;
પ્રધાન એનો છે અહંકાર, પાપી જીવ તણો વહેવાર. ૪

---

૧ 'સઘ પામે સઘ શાપણી.' 'સર્પશે પામે શુધ શાપણી'.

તે આવ્યા ભૂમિ પર ધસી, રવિ આથમ્યો પ્રગટ્યો શશી;[1]
સાયંકાળ સમે વહી ગયું, આકાશે અંધારૂં થયું. ૫

મસ્તક કુંતાસુત તન[2] કરણ, ઢાંકી મૂક્યાં હતાં ધરણ;
તે શોધ્યાં[3] રણ ના જડે, પ્રીછયા ઠામ બેઉ સ્ત્રીઓ રડે.[4] ૬

દુર્બુદ્ધિ આવ્યો એકલો, કરમાં જલ ભર્યો છે કલો;[5]
રોતાં રાખ્યાં જલ તમે પીઓ, શા માટે અમોથી તમે બીઓ. ૭

જળ મોકલ્યું મણિપુર ધણી, લાવેછે સજીવન મણિ;
આગળથી એવો વહેવાર, મણિ દષ્ટે જીવે નિર્ધાર. ૮

દુર્ભવની ત્યાં છાયા પડી, ઉલુપિએ જલ પીધું તે ઘડી;
ચિત્રાંગદાને આવ્યો દ્વેષ, અશુદ્ધ જલ કયમ પીધાં વિશેષ. ૯

એમ કરતાં આવ્યો અહંકાર, કહે ઉલુપિ ના લહે વહેવાર;
દુર્દષ્ટે ત્યાં અદ્રષ્ટ કરી, મસ્તક બેહુનાં લીધા હરી. ૧૦

અહી ધૃતરાષ્ટ્ર કેરો બાળ, પોંચ્યા શીષ લેઇ પાતાળ;
સોંપ્યા ત્યાં તાત તણે કર જઇ, ચાર પુત્રની ચોકી રહી. ૧૧

સુણ જનમેજય જયમુનિ કહે, એ તો વાત અહીંથી રહે;
કુંતાને સ્વપ્નાંતર થયું, જે તુજને પ્રથમ મેં સહુ કહ્યું. ૧૨

હસ્તિનાપુર જાણ્યું જગદીશ, છેદ્યું અર્જુન કેરૂં શીષ;
તે આવે સહુ સૌ ચિંતા ભર્યું, કુંતા આદે સહુ પરવર્યું. ૧૩

સુભદ્રા સખીઓનો સાથ, પવનકુંવર સંગે ત્રિભુવનનાથ;
આવ્યા અંતરીક્ષ મારગ ધરી, સંગે જોધા સહુ[6] પરવરી. ૧૪

---

૧ 'નિશી.' ૨ 'તણાં' ૩ 'કબંધ શોધ્યાં.' ૪ 'અસ્ત્રી બેઉએ ત્યાં રડે.' ૫ 'કરમાં જલ આપે ભર્યો.' ૬ 'અનિરૂદ્ધ અનુસાલવ સહુ પડયા.'

સામું દીસે મણિપુર ગામ, આવ્યા રણભૂમિને ઠામ;
સુંઢસુઢ જોદ્ધા રડવડયા, અનિરૂદ્ધ આદ્યે [1] સહુ પડયા. ૧૫

જોજન સોળ થયો સંહાર, પુરૂષ નહીં [2] પાણી પાનાર;
રાતમાં સર્વે દીઠું ચક્ષ, ભૈરવ પક્ષી કરતાં ભક્ષ. [3] ૧૬

કવચ સહિત ધડ વેહર્યાં શીષ, કાયર દેખી નાંખે ચીસ;
દીઠો દારૂણ દલ સંગ્રામ, અંતરયામી ઉભા તે ઠામ. ૧૭

પવનકુંવર સુણને તું વાત, આ તો યુદ્ધ [4] મહા ઉત્પાત;
જાલંધર ને વઢયા ઈશ, કે વૃત્રાસુર ને શ્રી જુગદીશ. ૧૮

રાવણ રોળ્યો શ્રી રામ, તે કરતાં દારૂણ સંગ્રામ;
જોતાં સહેલો મણિપુર રાય, યુદ્ધ કીધું બાણને ઘાય. ૧૯

દષ્ટે જોતાં એ કલ્પંત, [5] આવ્યા જ્યાં અર્જુનનો અંત;
રક્ષા કારણ સેવક સદા, ઉલુપિ ઉભી ચિત્રાંગદા. ૨૦

તે ઉપર આવ્યા શ્રી જુગદીશ, અર્જુન વૃષ બેહુ ઢાંક્યાં શીષ;
નારી ઉભી વિધવા વર્ણ, ચતુર્ભુજને લાગી ચરણ. ૨૧

વૃષકેત અર્જુન ક્યાં [6] પડયા, સમાચાર કુંતાને નવ જડયા;
સુણતાં માતા ધરણી ઢળી, પડી સુભદ્રા ઉપર વળી. ૨૨

ભીમસેન દુઃખભર ત્યાં થયો, હૃદયે પ્રહાર સહ્યો ના રહ્યો [7];
દુઃખ ધરતા પોતે શ્રી જુગદીશ [8], કબંધ જોઇ આંખે નીર. [9] ૨૩

સમજાવે પોતે શ્રી હરિ, કુંતા આદ્યે ઉઠાડયાં ફરી;
નારી ઉલુપિ ચિત્રાંગદા, હરિ સહાય અર્જુન શિર સદા. ૨૪

૧ 'જાદવ.' ૨ 'ન મળે.' ૩ 'ભૈરવ પક્ષીને ચાલુ ભક્ષ.' ૪ 'સંગ્રામ' ૫ 'દષ્ટ જોતાં ના કલ્પાંત.' 'દષ્ટ જોતાં એકલપેન.' ૬ 'બે.' ૭ 'હૃદય ફાટતે ફરી રહ્યો.' ૮ 'દુખ ધરે શાપ શરીર' ૯ 'કબંધ દેખી આંખે ઝરે નીર.'

તમ આવે ભાગી આપદા, કહે બેહુ ઉલુપિ ચિત્રાંગદા;
કુંતા કહે સુણીયે શ્રી જુગદીશ, લાવો કર્ણ કુંવર અર્જુનનું શીષ.
જોઉં વદન ધનંજય[1] તણું, વૃદ્ધ વિવસ્ત[2] દુઃખ મુજને ઘણું;
પુત્ર વિજોગ પડયો જગદીશ, એમ કહી અફાળે શીષ. ૨૬
શ્રી હરી[3] સમજાવે ઠામ, મુન્ય રહો રૂદન નહિ કામ;
ચિત્રાંગદાને પૂછે હરિ, કારણ બાઇ કહો વિસ્તરી.[4] ૨૭
કેમ નીપન્યું કયમ યુદ્ધ થયું, સર્વ સૈન્ય કયમ મારું ગયું;
અર્જુન જોધ વડો વૃષકેત, તે કયમ હણાયો સૈન્ય સમેત. ૨૮
*તે કામ શોક ધર્યો આપ, શા માટે તજ્યો શણગાર;
તે મુજ આગળ કહોને ખરૂં, હરિ કહે હું હૃદયે ધરૂં. ૨૯

---

## કડવું ૧૭ મું.

### રાગ ચોપાઇ.

હરિએ જોયું સ્ત્રીનું મુખ, સુભદ્રાથી શતગણું દુઃખ;
નાગસુતા કહે સુણીયે નરહરિ, અમો શેષ તણી દીકરી. ૧
તીર્થાટન અર્જુન સંગ થયો, ચિત્રાંગદાને ગર્ભ રહ્યો;
નદી દ્રોહ માંહે ઠાર, મગરી તણો અવતાર. ૨

---

૧ ધનુરધર ૨ 'વૃધવીપણે.' ૩ 'કૃષ્ણજી' ૪ 'કારણ બારી મુજને કહે ખરી'

* હણાયા કેમ પ્રાજે થયા, સાચું કહો મુને ગુણ ભારીયા;
તે મુજ આગળ સાચુ ભણો, હરિ કહે હું ભાવે સુણું.

અર્જુન ચરણ થયો ઉદ્ધાર, પરણી બેહુ એને નાર;
અર્જુન ગયા સમો સહુ લહ્યો, બભ્રુવાહન ઉદરે થયો. ૩
કૃપા કૃષ્ણજીની થઇ ઘણી, કહાવ્યો સુત મણિપુર ધણી;
અશ્વ અજાણ્યે કર જઇ ચડયો, પછે પુત્ર જઇ પાગે પડયો. [1] ૪
શુદ્ર કહીને દીધી ગાળ, સાંખ્યું નહીં અણલેહે તે બાળ;
પિતા પુત્રને ચડીયો કાળ, ક્ષત્રી કર્મ કર્યું ચંડાળ. ૫
છેદ્યું પિતા ભ્રાતનું શીષ, કરમકથા સુણીયે શ્રી જુગદીશ;
સજીવન મણિ લેવા પાતાળ, કુંવર ગયો ક્રોધે મોસાળ. ૬
શું જાણું ત્યાં કેવું થશે, લાવે મણિ કે જીવેથી જશે;
હરિ કહે એ પરાક્રમ કર્યું, તે મણિ લાવે નિશ્ચે ખરૂં. [2] ૭
નારી કહે કરીને વીનતી, ચતુર્ભુજ આવ્યા ચિંતા નથી;
બોધ કહ્યો તે[3] બુદ્ધિ ધરો, મસ્તકની તમે રક્ષા કરો. ૮
પુંડરીક બોધ વચન બહુ કહ્યાં, મસ્તક ઢાંકી બેસી રહ્યાં,
કુંતા કહે મસ્તક છે કહાં, જોઉં કુંવર મ્હારાને અહાં. ૯
દર્શનથી મુજને દાહ મટે, અરે પુત્ર તુજને એ ના ઘટે;
આચ્છાદન ઉઘાડે નાર, મસ્તક નવ દીઠાં તે ઠાર. ૧૦
ત્યારે ચિંતાતુર સહુ થયું, મસ્તકને કોઇ હરીને ગયું;
એવે આવી વધામણી, જીતી લાવ્યા સજીવન મણિ. ૧૧
ત્યારે સહુ હબકીને રહ્યાં, મણિ શું કરીયે માથાં ગયાં;
એવે આવ્યો બભ્રુરાય, દીઠા હરિને પડીયો પાય. ૧૨

---

૧ 'પછે બભ્રુ પાયે પડયો.' ૨ 'ધંરૂં.' ૩ 'અને.'

મણિ લાવ્યો મહા યુદ્ધ કરી, તે સર્વ તમ પ્રતાપે હરિ;
કુંતાએ દીઠો કુમાર, અર્જુન બભ્રુ બીજો નિર્ધાર. ૧૩
જદુપતિને માંડી કહી વાત, મુજ શું નાગ વઢયા ઉત્પાત;
જીતી લાવ્યો જદુપતિ માટ, સર્પ તણે શિર પાડી વાટ. ૧૪
તે બલ મહારૂં નિષ્ફળ થયું, શીષ બેઉ કોઇ લેઇ ગયું;
હવે દેહ મુજ પાડું જાણ, શરને રાખો સારંગપાણ. ૧૫
લાવો કાષ્ટ ધિકાવું ચિતા, બળીયેં સાથે પુત્ર ને પિતા;
ઉલુપિ ચિત્રાંગદા જે માત, સુતને કહે અમે બળીશું સાથ. ૧૬
મારૂતસુત કહે હરિ સુણો, પ્રાણ તજું હવડાં મુજ તણો;
અર્જુન કર્ણ કુંવર રણ પડયા, પેટભરૂ પૃથ્વી રડવડયા.[1] ૧૭
સુભદ્રા સત કરવા ચઢે, વૃષકેતુને કુંતા રડે;
માહરો બાર વર્ષનો બાળ, સુખ ના દીઠું બાપ મોસાળ. ૧૮
બાળપણામાં મહા બળવંત, જીત્યા જોધ થયો જશવંત;
યૌવનાશ્વર જીવાડયો પેર, જીતી એને લાવ્યો ઘેર.[2] ૧૯
અનુસાલવ કીધો આધીન, વીર વડા મંગાવી મીન;[3]
આ રણ કયમ સૂતો તું શુર, જાગો સુત વાગ્યાં રણતૂર.[4] ૨૦
કુંતા ત્યાં કલકલ્યાં સહી, કુંવર કમલ શીષ દીઠું નહીં;
કુંતા હરિ તણી સ્તુતિ કરે, પૂર્વે જે પ્રભુના ગુણ ધરે. ૨૧

**વલણ.**

પૂર્વે પ્રભુએ ગુણ કર્યા, વિસ્તારી કહે વાત;
કર જોડીને કૃષ્ણને, કહે છે કુંતા માત. ૨૨

---

૧ 'પર પડયા.' ૨ 'વીર વડા ભંગાવ્યા માન' ૩ 'જાગો શું થાય અસૂર.' ૪ 'વહેંચાયાં.'

## કડવું ૧૮ મું.

### રાગ દોહરો

દશ અવતાર ધર્યા પ્રભુ, અવનિ ઉપર આપ;
સમર્થ સર્વ હેતુ તું, તું બાંધવ તું બાપ. ૧
વ્યાપિક સર્વે વિઠ્ઠલા, ભુવન ચૌદ [૧] આધાર;
તું મેરૂ તું મહિધર, તું અંતર આધાર. ૨
તું વેદ વિશ્વંભર જલપવન, તું આકાશે રવિ ચંદ્ર;
તું બ્રહ્માદિક શિવ સદા, તું અમરાપતિ[૨] ઇંદ્ર. ૩
તું જીવતો જગ્ન સહુ, તું મંત્ર ભેદ પ્રપંચ;
તું દયાનિધિ શુદ્ધસ અધસ,[૩] તું જમરૂપી સુખસંચ.[૪] ૪
તું વાણી બાણી [૫] તું, સદા અમૃતનું આધાર;
તું શાયર તું અસુર, [૬] તું અડસઠ તીરથ અપાર. ૫
તું માનવ તું દેવતા, તું ભંજન સરજનહાર;
તું મુક્તિ તું ભુક્તિ, તું નર રૂપી નાર. ૬
તું ઘન ગરજત દામિનિ, તું સાધક તું સિદ્ધ;
તું દારિદ્ર કરણ હરણ, તું લક્ષ્મી નવનીધ. ૭
તું શર સંધી મુગટધર, તું ગ્રહણ ગાંજેવ;
રાજતજ તું વણ કો નહીં, પ્રહર અહર પલ ખેવ. ૮
વપુ વૈરાટ છે તાયરૂં, તેમાં સહુ અંકોર;
કર જોડી કુંતા કહે, તું ચાતુર તું ચોર. ૯

૧ 'સર્વે' ૨ 'અમરાધીપ.' ૩ 'અધમ ઉત્તમ.' ૪ 'સર્વે તારો સંચ.' ૫ 'પાણી.' ૬ 'મનોહર.'

કૃષ્ણ[1] વચન કુંતાએ કહ્યાં, સમજ્યા શ્રી જુગદીશ;
રીશ ના કરશો રંક પર, સમરો આવે શીષ. ૧૦

અવગુણ સઘળા ચાલજો, સગુણ ધરે સહુ નાથ;[2]
કો હંતા તુજ વીણ નહીં, અર્જુન શીષ તમ હાથ. ૧૧

---

## કડવું ૧૯ મું.

### રાગ ચોપાઇ.

કુંતા પ્રત્યે કહે છે હરિ, માતા સ્તુતિ તમારી ખરી;[3]
હું તો સતિ તણે આધાર,[4] ધર્મે ધર્યો ભુવન સહુ ભાર.[5] ૧
અરિજન પ્રાજે કર્યા અર્જુન,[6] જો પંચે જન ધર્મ આધીન;[7]
ભીમ ધર્મ નિકુળ એવ,[8] પંચ તે પ્રગટયા સહદેવ.[9] ૨
માટે કોણ કરે તેને ભંગ, પણ સદા બાળપણ અર્જુન સંગ;[10]
પ્રાક્રમ જેણે કીધું ઘણું, જ્ઞાન નહીં તેને ગુણ તણું.[11] ૩
સુણ માતા સઘળો કહું મર્મ, અર્જુન ધરે અહંકારી કર્મ;
જુઓને જયદ્રથને કાજ, ત્યાં પણ વેલા આવી વાજ.[12] ૪
હંસકેતના પુત્ર પવિત્ર, સદાકાળ વિષ્ણુના મિત્ર;
તે સાથે પણ બાણ[13] થાપ્યું, ચોવીસ જન્મનું[14] પુન્ય આપ્યું. ૫

---

૧ 'કૃતવચન.' ૨ 'ધરે શ્રીનાથ.' ૩ 'કરી.' ૪ 'સતી કેરો દાસ.' ૫ 'મનમાં સતીને અવિનાશ.' ૬ 'પ્રાજે અર્જુને કર્યાં.' ૭ 'જો પંચગઢ આયુધ કર ધરે.' ૮ 'ભીમ નીકુળ નીરજો ભેદ.' ૯ 'પંચ તે પ્રગટયા છે દેવ.' ૧૦ 'સદા એક અર્જુન અંગ.' ૧૧ 'અંગ ના ઓળખ્યું નિજ તણું.' ૧૨ 'આવ્યા ના જ.' ૧૩ 'બહું.' ૧૪ 'અવતારનું.'

ઉભો રહું તે નામ લે ઠોર, જુઓ ભીમ કુંતા કહે ચોર;
ભીમ કહે સાંભળોએ શ્રી હરિ, હું તો વળી કહું એક ખરી. ૬

શાર્દૂલ સાથ થઇ સંચરે. માંસાહારી વિં વાસ ના કરે;
ભીમ કહે માનો [1] વિં વાસ, સર્વે કર્મ તમારાં પાસ. ૭

સોંપી કામ રહો વેગળા, રહો નારાયણ સદા વેગળા;
ભીમ કહે પ્રાણું ના હુંય, કર્તાહર્તા સર્વે તુંય. ૮

શાને પવનકુંવર દે આળ, મસ્તક જઇ પોંતો પાતાળ;
આહં[2] ધૃતરાષ્ટ્રના સુત ચાર, ઘણું અધર્મી છે નિર્ધાર.[3] ૯

લઇ ગયા ઇહાંથી ભોળવી, પાતાળે પૃથ્વી ખોળવી;
તે વિચાર સુને ઘણો થાય, પણ ધરમ પ્રમાણે રહે મહિમાય. ૧૦

નામી શીષ કહે બભ્રુ બાળ, પરવરૂં પુનઃ હું પાતાળ,
યુદ્ધે દમી મૂક્યાં છે ઘણું, લાવું શીષ ફરી આપણું[4]. ૧૧

શ્રી હરિ કહે સુણ બાળક રાય, પાછળ દુષ્ટ કરે અન્યાય;
સર્પ વિષના મૂકે કાય, હવે શીષ સમૂળાં જાય. ૧૨

ખોયે જીવ તોએ ના લજે[5], અંતે વીખધર વીખ ના તજે;
માટે સર્વે રહો તમે સુન્ય, બુદ્ધિ કરી જગજીવન. ૧૩

શંખ ચક્ર પ્રેરૂં જુગદીશ, જાઓ પાતાળે લાવો શીષ;
એક જીવતો રાખજો સુણી, ત્રણને આવજો હણી.[6] ૧૪

વૃષકેતુ અર્જુનનું શીષ, પાંચે કહે લાવો શ્રી જુગદીશ;
પૂઠેથી મોકલ્યો ખગરાજ, મસ્તક આવે રહેશે લાજ. ૧૫

---

૧ 'અમને.' ૨ 'ત્યાંહ.' ૩ 'અધર્મી અત્યાચાર.' ૪ 'સ્વામીનું શીષ ઘણું આપણું' ૫ 'ખોહે જીવ ખુટના લજે.' ૬ 'ત્રણ મુસ્તક દુષ્ટના હણો.'

ધૃતરાષ્ટ્ર ત્યાં કરે વિચાર, અર્જુન હરિને મિત્રાચાર;
વૃષકેતુ પર કુંતાને હેત, એ છે સુરજ કુંવરનું રેત. ૧૬
માટે હરિને વસમું થશે, અણતેડયા હરિ ઘેર આવશે;
મસ્તક સાટે થાશે કાજ, શેષ નાગનું માગું રાજ. ૧૭
જે માગીશું તે આપશે, વિષમ આવ્યા હરિ વશ થશે;
બળ માગું બાંધવ જેટલું, થશે કામ કહીશું તેટલું. ૧૮
ધરાધર કહાવીશું ફણી, ઘેર આવે ત્રિભુવન ધણી;
કરે વિચાર આનંદે ઘણું, કારણ નવ જાણ્યું પ્રભુ તણું.[1] ૧૯
સુત મૂકયા ચારે [2] સાવધાન, ઉભો અહંકારી પરધાન;
દુષ્ટ નારી ઘરમાં પાપણી, સંચલ સર્વ લહે શાકણી.[3] ૨૦
જો બળ સહિતાં કો ઘરમાં પળે, તો શીર્ષને રંડા ગળે;
એવો જોગ સમજીને કર્યાં, ચિત્તમાં ચેતેલાં ખરાં. ૨૧
જાણે વિષ્ણુ કપટ જ કરે, હવડાં શીષ અહીંથી હરે;
એવે સુદર્શન ને શંખ, ઝટક ચમકયાં નિરત નિશંક.[4] ૨૨
સાપણ શોર કરે બહુ વળી, નીરખી નાગ થયો ખળભળી;
છેદ્યાં ચક્રે ત્રણેનાં શીષ, નાં બોલ્યા ના પાડી ચીસ. ૨૩
પંચ મસ્તક શંખે સાર, ગરૂડે ચંચ ગ્રહ્યાં તે વાર;
હાહાકાર પાતાળે થયો, શેષ સર્પનો મહિમા ગયો.[5] ૨૪
જ્યાં બેઠા હતા જુગદીશ, પાગે મૂક્યાં પાંચે શીષ;
કહે કુંતાજી હેત સમેત, પહેલો સજ કરો વૃષકેત. ૨૫

૧ 'કારણ કોણ જાણે હરિ તણું.' ૨ 'સર્વ.' ૩ 'પાપણી.' ૪ 'ઝટ ચમકયાં સંગ.' શેષ સર્પ સુરપત લહ્યો.

વળતી બોલ્યા અંતરયામ, માતા સઘળું થાશે કામ;
કહે કુંતાજી વારોવાર, પહેલો જીવાડો [1] કરણકુમાર. ૨૬

કુંતાજી હૃદય આવટે, પાછળથી મણિ પણ ઘટે;
આગળથી ઉઠે અર્જુન, પડયો રહે કરણનો તન. ૨૭

એવું કહી[2] ઉતાવળ કરે, કર જોડીહરિને કરગરે;
વળતી વિચાર કરે મનસોચ, રખે હરિનું હેત ના હોય. ૨૮

કરણ રહ્યો તો કૌરવ ભણી, રખે રીસ રાખે ત્રિભુવન ધણી[3];
જયમુનિ કહે જનમેજય ચેત, અર્જુન ઉપર હરિને હેત. ૨૯

કરણ અંતર વહાલો હતો, ગુપ્ત ભક્તિ પડતો ના છતો;[4]
હરિ કહે સુણ કુંતા સતિ, વળી વળી શું કહો વિનતી. ૩૦

વૃષકેતનું શીષ કબંધ, સાહ્યું હરિએ હાથ સંબંધ;
કશ્યો તીર કમાને ચડી, મડાગાંઠ તે મરતે પડી.[5] ૩૧

હરિ કહે રહો સૌ વેગળા, જાગે જોધ થશે કલહલા;
કરણ વીર એક પત્નિ હોય, જાણે જોધ બીજો નહીં કોય. ૩૨

બભ્રુને કહે રહે વેગળો, દેખશે[6] વાધશે ક'લો;
હરિએ ભીમ પ્રીછવ્યા વાત, જાગે વીર તું ભરજે બાથ. ૩૩

કુંતા રાખ્યાં જમણી પાસ, સજીવન મણિ લીધો અવિનાશ;
સજીવન મણિ ઝબકારો કર્યો, ઉઠયો વીર આયુધનો ભર્યો. ૩૪

માર્યો હોકારો રણની ચીસ, ધ્રુજવા લાગ્યા ઇંદ્ર જુગદીશ[7];
ભીડી રહ્યા ત્યાં ભીમ બાથ, અરે પુત્ર ના કીજે વાત. ૩૫

---

૧ 'ઉઠે' ૨ 'લડો.' ૩ 'રખે રાખશે મારીશ ધણી' ૪ 'ગુપ્ત ભક્તી તે અણછતો.' ૫ 'મડયા ગાંઠ મરત નર પડો.' ૬ 'દીઠે' ૭ 'ધ્રુજ્યા ઇંદ્ર સહીત જુગદીશ'.

કુંતા કર ફેરવતાં કને, ખમા ખમા બાપ હરિ તુને;[1]
થર થર ધ્રુજ કરડે દંત, મણિપુર ધણીનો આણું અંત. ૩૬

જાવા દે વાણી જુદ્ધ તણી, આ જો ત્રિભુવન ધણી;[2]
સુણતાં એવ તજ્યાં હથિયાર, પાગે પડયો દેવમોરાર. ૩૭

કુંતાએ મુખ કોકો કર્યો, હેતે પુત્ર હૈયાસું ધર્યો;
અર્જુન વળતી જાગ્યા સહુ, વાગી હાક ત્રિભુવન ગઇ ૩૮

હરિએ હોકારો કરી કહ્યું, શૂરાતન તો સઘળું લહ્યું;
કુંતા આઘે સહુ આવિયું, જાણ્યુ યુદ્ધ સુત સાથે થયું. ૩૯

શ્રી હરિના શબ્દ સાંભળ્યા, પારથ પ્રભુજી પ્રીતે મળ્યા;
જયજયકાર હરખ્યા[3] સહુ વર્ણ, કુંતા માતનાં વંદ્યાં ચર્ણ.૪૦

બભ્રુ તેડયો શ્રી જુગદીશ, અર્જુન ચર્ણે નામ્યું શીષ;
ભેટાડયા બેઉ સુત ને તાત, શ્રી હરિ કહે થઇ નિશ્ચે વાત. ૪૧

અર્જુનનો સંદેહ મન ટળ્યો, પુત્ર પરાક્રમ દેખાડી મળ્યો;
ચૌદ લોક માંહે જયજયકાર, સ્ત્રીએ પહેર્યો શણગાર. ૪૨

પછે જાગ્યા પ્રદ્યુમન પુત્ર, યૌવનાશ્વ આદે સહુ સૂત્ર;
જગાડયું રણ જળહળતા ધણી, સંધે. જીવાડયું સજીવન મણિ.૪૩

કબંધ તણાં જે હુતાં શીષ, કર્યાં સજીવન શ્રી જુગદીશ;
ચતુરંગણી સેના જે હણી, તે જીવ્યું[4] સર્વ સજીવન મણિ. ૪૪

**વલણ.**

જીવ્યું સર્વ સજીવન મણિ, સુણ પરીક્ષત કેરા તનરે;
જયમુનિ કહે સહુ સાંભળો, મળીયા બભ્રુવાહન રે. ૪૫

---

૧ 'હીમાક્ષી માબાપ હરી તુને.' ૨ 'મણીપુર ત્રીભોવન ધણી' ૩ 'કરે.'
૪ 'કરી સહું.'

# કડવું. ૨૦ મું.

## રાગ ચોપાઇ.

બભ્રુના પરાક્રમ પાતાળ, તે સુણ્યાં અર્જુન શ્રી ગોપાળ;
અર્જુન કહે એ મારો અંશ, પ્રૌઢ કર્યો પાંડવનો વંશ. ૧
અર્જુન, ભીમ, કૃષ્ણ, વૃષકેત, મળ્યા બભ્રુને ધરી હેત;
સાત્યકિ, કૃતબ્રહ્મા, પ્રદ્યુમન, સુવેધ, નીલધ્વજ રાજન. ૨
હંસકેત યૌવનાશ્વ રાય, દાનવ સહિત સભા ત્યાં થાય;
કુંતા ચરણે નમી સહુ વહુ, સૈન્ય નગ્રમાં ચાલ્યું[1] સહુ. ૩
કુંવરે કર જોડી વાણી[2] કહી, મુજ અપરાધીથી ભુંડી થઇ;
પિતાભ્રાત દુખવિયા દેહ, ક્ષમા અપરાધ કરો મુને તેહ.[3] ૪
કૃષ્ણ કહે સુણ અર્જુનનંદ, તુજ પ્રાક્રમથી મુજ આનંદ;
અર્જુન ઇંદ્ર તણો કુમાર, ચૌદ લોક જેનો નામોચ્ચાર. ૫
તેના વીર્ય થકી તું અવતર્યો, મહાપ્રાક્રમ પૂરો પરવર્યો;[4]
નાગ તણી દુહિતા ગર્ભ ધર્યો, પરાક્રમે પાંડુ વંશ તર્યો. ૬
થાઓ સુખીયા કરો આ રાજ, વાણી બોલ્યા શ્રી મહારાજ;
બભ્રુવાહન કહે કર જોડ, મન વાંછિત ફળ પૂરો કોડ. ૭
હું તો મંદમતિ છું મૂઢ[5], સહાય કરો ગરૂઢારૂઢ[6];
સાથ સહિત મણિપુર ચિત્ત ધરો, મુજ પાપીને પાવન કરો. ૮
એમ કહીને ચરણે શિર ધર્યું, સંગે સૈન્ય સહિત સંચર્યું;
એમ કહેતા ઉઠ્યા શ્રી હરિ, અર્જુનને ત્યાં બાંહે ધરી. ૯

---

૧ 'આનંદ્યું.' ૨ 'સ્તુતિ.' ૩ 'અપરાધ કરજો વાયક તેહ.' ૪ 'પ્રાક્રમ તારો ખરો.' ૫ 'હું તો મદગતિ મતિમૂઢ.' ૬ 'સાર કરો હવે શ્રી રણછોડ.'

ભીમસેન સહિત વૃષકેત, કુંતા આદ્ય સર્વ સમેત;
નગરીની તો શોભા ઘણી, હરખ્યા જોઇને ત્રિભુવન ધણી.

સભાએ આવ્યા હરિ અર્જુન, દીઠું બીજું ઇંદ્રાસન,
સર્વ જોધ મનમાં કલવલે, પુત્ર વિના કોઇના[1] ધણી મળે.૧૧.

હસ્તિનાપુરની રચના આપાર, ઇંદ્રપુરિ મણિપુર વહેવાર,
રાય સેન્ય સહુ રચના જશ કહ્યા, પંચ દિવસ ત્યાં પ્રોહોણા રહ્યા.

સર્વ સેન્ય સંતોષ્યું સાર, ત્રિભુવનમાં વરત્યો જયજયકાર,
રાય રંક શણગાર્યું સર્વ, નમ્યો સર્વને મૂકયા ગર્વ. ૧૩

હેમ ખજાનો મણિજુત વડો, અર્પી પિતાને પાયે પડયો;
દંડવત કીધા દશ વીશ, કરી પ્રદક્ષિણા શ્રી જગદીશ. ૧૪

નમ્યો ભીમને વારંવાર, કાકા કોટિ અપરાધ નિવાર,
હું બાળક થઈ ભૂલ્યો મર્મ, સ્વભાવ તમ પરિયાંનો ધર્મ.[2] ૧૫

વૃષકેતુને વિનતી કહી, બાંધવ મુજથી ભુંડી થઇ;
સૂર્યવંશને બહુદુ:ખ કર્યું, તે મુજને પ્રાયશ્ચિત લાગ્યું ખરૂં.[3]૧૬

ક્ષમા કરો સર્વે અપરાધ, કહે બભ્રુવાહન થઈ સાધ,[4]
સુભદ્રાને ચરણે નમ્યો, હેતે કૃષ્ણ ભગિનિને ગમ્યો. ૧૭

જગ્નદીપ હસ્તિનાપુર હતા, પ્રગટ થયા પાછા ત્યાં છતા;
પ્રગટ દીપ જે સમે થયા, અર્જુન કુશળ યુધિષ્ઠિરે લહ્યા. ૧૮

હરખ થયો હસ્તિનાપુર ધણી, મણિપુરથી ગઇ વધામણી,
કૃષ્ણ ભીમ કુંતા સહુ ત્યાંહ,[5] વળ્યાં[6] સર્વ હસ્તિનાપુર માંહ.૧૯

---

૧ 'આનો.' ૨ 'સંભારો તમ.' ૩ 'તે મુજને પાતક પરવર્યું'. ૪ 'કહે બભ્રુ નીરમળ થઇ સાધ.' ૫ 'ભીમ સુભદ્ર કુંતા ત્યાંહાં.' ૬ 'ગયા.'

કૃષ્ણે અર્જુનને કહી મત્ય, સ્મરણથી હું આવું સત્ય,
હસ્તિનાપુર મોટું જંજાળ, જ્યાં છે યુધિષ્ઠિર ભૂપાળ. ૨૦

રાય બળિ પાતાળે પેર, દુર્યોધનનું રાખે વેર;
એવું કહી શ્રી કૃષ્ણજી ગયા, પારથ પછે વિદાય થયા. ૨૧

બભ્રુવાહન સાથે શૂર, મળ્યું સાત સાગરનું દલપૂર;
સુણ જનમેજય જયમુનિ વાકય, પિતા પુત્ર તે ચડિયા સાથ.૨૨

અર્જુન તે બભ્રુનો બાપ, સુણતાં સદ્ય ગયું સહુ પાપ;
અલ્પ મૃત્યુ વિઘ્ન સહુ ટળે, સુણતાં બેઉ તે સજનને મળે. ૨૩

નૃપને જયમુનિ કહે વાર્તા, સુણતાં બભ્રુવાહન કથા;
શાર્દુલ સર્પ તણો ભય નહીં, મહા કષ્ટ[1] મુકાયે સહી. ૨૪

જનમેજય મહિમા લહ્યો, અર્જુન હય ચાલતો થયો;
શ્રોતાજન સાંભળજો મન ધરી, એકવાર બોલો જય શ્રીહરિ.૨૫

## વલણ.

વૈશાખ સુદ તેરસ રવિવારે, ભટ પ્રેમાનંદ ગાય રે;
શ્રોતાજન સૌ સાંભળો, બોલો રણછોડ રાય રે. ૨૬

વટપત્ર વાસી ચતુરવંશી, જ્ઞાતિ ભટ પ્રેમાનંદ નામ રે;
શ્રોતા વકતા સ્નાન ગંગા, બોલો ને શ્રી રામ રે. ૨૭




---

૧ 'ધાત' દુઃખ'

# ટીકા.



**ટીપ**–બભ્રુવાહન આખ્યાનઃ–મહાભારતના સોળમાં અશ્વમેધ પર્વમાં-શ્રી વેદવ્યાસે કહેલી બભ્રુવાહનની કથાનું વિસ્તારથી કરાયેલું વર્ણન. બભ્રુવાહન અર્જુનનો ચિત્રાંગદાથી થયેલો પુત્ર ને મણિપુરનો રાજા. એ રાજ એના વડવા નાગે એને વારસામાં આપ્યું હતું. પાચ પાડવોમાંના જે ભાઇને ત્યાં દ્રૌપદી રહેતા હોય તેના મહેલમાં બીજા કોઇ ભાઇએ પ્રવેશ ન કરવો એવો ઠરાવ બધા ભાઈઓએ કર્યો હતો તે છતાં ગૌબ્રાહ્મણનું રક્ષણ કરવાને માટે જે વખતે દ્રૌપદી યુધિષ્ઠિર રાજાના મહેલમા રહેતાં હતાં તે વખતે પોતાનાં આયુધ લેવાને માટે યુધિષ્ઠિરના મહેલમા અર્જુનને પ્રવેશ કરવો પડયો હતો. તેથી ભાઇઓ ભાઇ વચ્ચે થયેલી શરત પ્રમાણે અર્જુનને બાર વર્ષ વનવાસ ભોગવવો પડયો હતો. એ વનવાસ દરમ્યાન તે ફરતા ફરતા ગંગાજી ગયા હતા. તેણે ગંગાજીમાં સ્નાન કર્યું તે વખત ગંગાજીમા રહેતી મગરી (ચિત્રાંગદા) નો તેના સ્પર્શથી ઉદ્ધર થયો, ને તે સ્ત્રી રૂપે થઇ. એક પક્ષ પ્રમાણે એ મગરી પૂર્વે એક ચિત્રાંગદ ગંધર્વની પુત્રી હતી ને બીજા પક્ષ પ્રમાણે તે નાગકન્યા હતી. તેને ઇંદ્રનો શાપ થયો હતો તેથી તે મગરી થઇ ગંગાજીમાં રહેતી હતી. એ શાપનો અનુગ્રહ થયા પછી એણે અર્જુન સાથે લગન કર્યું ને એનાથી જે પુત્ર થયો તે આ આખ્યાનનો નાયક બભ્રુવાહન. એ રાજા સત્યવાદી, ધર્માત્મા, પરાક્રમી, એક પત્નીવ્રત પાળનારો અને શ્રી કૃષ્ણ ભગવાનનો પરમ ભક્ત હતો. આ આખ્યાનની વિશેષ હકીકત ઉપોદ્ઘાતમાંથી વાંચી લેવી.

**કડવું ૧. કડી. ૧. ગણપતિ**–( સં ગણટોળું×પતિ ધણી. ) શિવ ને પાર્વતીનો પુત્ર; જે પાચ દેવતાઓ ગણપતિ, અંબા, શિવ, વિષ્ણુ, ને સૂર્ય) પંચાયત દેવતાનાં નામથી પ્રસિદ્ધ છે ને નિત્ય પૂજાય છે તેમાંનો એક. એ દેવ સંકટ, વિઘ્ન વગેરેનો સંહાર કરનારો છે, તેથી બધાં કામના આરંભે એની

પ્રથમ પૂજા થાય છે. શિવના ગણોમાં એ મુખ્ય છે માટે તે ગણપતિ, ગણેશ કહેવાય છે. એની ઉત્પત્તિ વિષે બે મત પ્રચલિત છે. એક મતે પાર્વતીએ ગણ· પતિને દ્વારે ઊભા રાખ્યા હતા ને વખતે નારદે કાન ભંભેરવા પ્રમાણે શિવ ક્રોધભેર પોતાને ઘેર ગયા ને ગણપતિએ તેને ઘરમા પેસતાં અટકાવ્યા, ત્યારે શિવે તેનું માથું ઉડાવી દીધેલું. બીજે મતે વિષ્ણુની સાથે ગણપતિ લડતા હતા તે વેળા શિવે એનું ડોકું ઉડાવી દીધેલું. પાર્વતીના આગ્રહથી શિવે તેને સજીવન કરેલા ને તેનું ડોકું ન મળવાથી હાથી ડોકું એના ધડ ઉપર બેસાડેલું. એની કાયા આ પ્રમાણે કદરૂપ થવાને લીધે એની પૂજા સર્વ દેવોમાં પહેલી થશે તથા સર્વ શુભકાર્યમાં એની આરાધના પ્રથમ થશે એવું વરદાન શિવે આપેલું. એને સિદ્ધિ અને બુદ્ધિ એ નામની બે સ્ત્રીઓ છે તથા લક્ષ અને લાભ એ નામના બે પુત્રો છે. એને ઉંદરનું વાહન છે; તથા એનો એક દાંત આગળ પડતો છે. ને ચાર હાથ છે. એ ઘણા ઉતાવળા લહીઆ ગણાય છે. વ્યાસ બોલતા ને પોતે ઘણી ઝડપથી લખી લેતા. એનું પેટ ડુંડવાળું છે ને તેથી કવિઓ 'ડુંડાળા દુઃખભંજના ગવર પુત્ર ગણેશ' એમ કહી એની આરાધના કરે છે.

પ્રતાપ (સં. પ્ર+તપ્=તપવુ) લાગવગ, વગવસીલો, મોટાઇ.

ઉમયાસુત ( સં. उमयासुत. ) પાર્વતીના પુત્ર; ગણપતિ.

પ્રાક્રમ ( સં. पराक्रम–परा તરફ+क्रम्. જવું. ) સામર્થ્ય, બળ.

પ્રૌઢ ( સં. प्र+ऊह+वह् લઇ જવું. ) મોટું; જબરૂં; મહાન્.

દિંગમૂઢ (સં. दिक् દિશા=मूढ, मुह=મોહ પામવું.) છક, વિસ્મય; આશ્ચર્ય.

કડી. ૨. સિંદૂર ( સં ). એ સીસાના પ્રાણિણનો રાતા રંગનો રસાયણી પદાર્થ છે, ને પૂજામાં તથા દેવને ચઢાવવામાં વપરાય છે.

સાચો–ખરેખરો.

સુરનર (સં. सुर દેવ+नृ, नर લોક. ) દેવલોક; દેવતા.

મુનિજન (સં.) ઋષિઓ; જન એ શબ્દ ભકતોને માટે વપરાય છે; દાખલા તરીકે ભકતજન; મહાજન; કવિજન.

સેવ (સં- સેવ્ સેવા કરવી.) સેવા; પૂજા; આરાધના.

પરમેશ્વર (સં. परम+ईश्वर) ગણપતિ; બધા દેવોમાં પહેલી પૂજા એની થાય છે એટલે એ મોટો દેવ.

રિદ્ધિ (સં. ऋद्धि, ऋद्ध्=આબાદ થવું.) આબાદાની; લક્ષ્મી; દોલત, સમૃદ્ધિ.

સિદ્ધિ (સં. સિદ્ધ્ પાર પડવું.) ઇશ્વર પ્રસાદી; સામર્થ્ય. સિદ્ધિ આઠ જાતની છે; અણિમા; મહિમા; ગરિમા; લઘિમા; પ્રાપ્તિ; પ્રાકામ્ય; ઇશિત્વ, અને વશિત્વ.

રાય (સ. राज्=રાજ કરવું.) ગણપતિ; રાજા.

કડી. ૩. સરસ્વતિ (સં.) વાગ્દેવી; વાણી આપવાવાળી દેવી.

બુદ્ધિ (સં.) નૂતન પ્રકારની બુદ્ધિ; હંમેશની સાધારણ બુદ્ધિ નહિ પણ કવિતા ઘણી સારી થઇ શકે એવા નવલ પ્રકારની.

આદ્ય (સં.) પ્રથમની; આરંભની.

કડી. ૪. દુકીત (સં. दुष्कृत्य दुः ખરાબ+कृ કરવું) ખરાબ કૃત્યો કે કામ; પાપ.

સાતજન્મ. પ્રાણીમાત્રનો ફરી ફરીને જન્મ ચોર્યાસી લાખ વાર થાય છે એવું કહેવામાં આવે છે; દૃષ્ટાંત તરીકે 'લક્ષ ચોર્યાસી ફેરા ટળે.' અહીં કવિએ સાત જન્મ કહ્યા છે તે સાત પેઢીના અર્થમાં છે, ને તે सप्तजन्मार्जितं पापं स्मरणेन विनश्यति એ સંસ્કૃત વાક્ય ઉપરથી કહેલું જણાય છે. વ્યવહારમાં આપણે બધા સાત પેઢી સુધી ગણીએ છીએ.

એકાંતે—એક ચિત્તે.

અવિચલ (સં. अ+वि+चल् ચળવું, ખસવું.) ચળે નહિ એવી; અચળ; સ્થિર.

કડી. ૫. જન્મ—પ્રત્યેક; દરેક જન્મે.

હરિના ભક્તોની ખ્યાતિ કૃષ્ણની કથા ને તેની લીલાનાં ગાન ગાવાથી થાય છે તથા મેલ વિનાનું શુદ્ધ પદ તેમને પ્રાપ્ત થાય છે ને તેમની વાણીને વિશેષ ખ્યાતિ મળે છે.

૬. જયમુનિ–જૈમિનિ ઋષી. એણે પૂર્વમિમાંસા શાસ્ત્ર રચ્યું છે. એ વ્યાસના શિષ્ય હતા. એના પિતાનું નામ શાકતાયન હતું. એણે મહાભારતનું અશ્વમેધ પર્વ પણ લખ્યું છે. એ યોગીને વેષે રહેતા હતા. વૈશંપાયન ઋષિ એના ગુરુભાઇ થતા હતા. એણે જનમેજયને આખું મહાભારત સંભળાવ્યું હતું.

જનમેજય–અર્જુનના પુત્ર અભિમન્યુ અને તેનો પુત્ર પરીક્ષિત રાજા ને એનો પુત્ર; હસ્તિનાપુરનો રાજા.પરીક્ષિત રાજા સાપ કરડયાથી મરી ગયા હતા તેનું વેર વાળવાને તેણે આખી સર્પ જાતિનો નાશ કરવાને માટે યજ્ઞ કર્યો ને તેમાં બધા નાગને બાળી નાખ્યા. માત્ર એક તક્ષક નાગ અસ્તિક ઋષિની વિનંતિથી ઉગરવા પામ્યો હતો.રાજાએ અશ્વમેધ યજ્ઞ કર્યો હતો ત્યારે કેટલાક બ્રાહ્મણોએ હાસ્ય કર્યું તે ઉપરથી ક્રોધે ભરાઇ તેણે બ્રાહ્મણોને મારી નાખ્યા હતા. એ બ્રહ્મહત્યાના પાપમાંથી મુક્ત થવાને ઉપાય બતાવવા માટે તેણે વ્યાસજીને વીનવ્યા ત્યારે એણે તેને વૈશંપાયન ઋષિને મુખે ભારતનાં અઢાર પર્વો સાંભળવા કહ્યું હતું.

લહું–સમજવું; જાણું.

હંસધ્વજ–ચંપાવતી નગરીનો રાજા, ને સુધન્વાનો પિતા. એ ઘણો બળવાન યોદ્ધો હતો ને પરમ વિષ્ણુભક્ત હતો. એણે પાંડવોના અશ્વમેધનો ઘોડો બાંધ્યો હતો. પિતાની આજ્ઞા પ્રમાણે પુત્ર સુધન્વા રણસંગ્રામ ઉપર વખતસર હાજર થયો નહિ તે માટે તેને ઉકળતા તેલની કઢાઇમાં તળવામાં આવ્યો હતો. સુધન્વા પોતે પણ પરમ વિષ્ણુનો ભક્ત હતો તેથી તેને કઇ પણ ઇજા થઇ ન હતી, ને તે કૃષ્ણ ભગવાનની સહાયતાથી ઉગર્યો હતો. અર્જુન સાથે લડતા બાપ દીકરા હાર્યા તે પછી હંસધ્વજ હયના રક્ષણ અર્થે અર્જુન સાથે ગયો હતો. એના બીજાં નામ હસકેત ને હંસકેતુ છે.

... તુરિ-ઘોડો.

૭. રઢ-આગ્રહ; હઠ. રઢ ધરવી-આગ્રહ કરી સામા થવું, લડાઇ કરવી.

વિધિ કરે-હે જનમેજય તેનું પરિણામ કેવું આવે ?

૮. વાપિ-વાવ.

ભણે-( સં. મણ્ બોલવું. ) કહે.

સરવણ-( સં. સૃ, સર વહેવું. ) પાણીનો ઝરો, જળાશય.

વડા-ઘણા.

પ્રચંડ-( સ. પ્ર + ચંड તેજ. ) અતિશય બળવાન.

ધર્મધુરંધર-( સં. ધર્મ + ધુરા ધુંસરી + ધૃ ધરવું ) ધર્મની ધુંસરી ધરનાર, દાનશીલ. ઘણા ધર્મિષ્ઠ રાજાઓને માથે દંડ નાખી તે લીધો.

૯. સન્મુખ-(સં. સમ્ સાથે + મુખ મોઢું.) મોઢા આગળ, સમક્ષ.

પ્રાજે-પરાજય; હાર.

તોખાર-ઘોડો.

૧૦. રત્નમણિ-રત્નો અને મણિ: જવાહીર.

તેજે-પ્રકાશમાં. તેજે ઘણો-ઘણો પ્રકાશ મારતો હતો.

કનક-( સં ) સોનું.

તુલ્ય-સમાન; જેવાં.

અમૂલ્ય-[સં. અ નહિ + મૂલ્ય કીમત] જેની કીમત થાય નહિ એવો; ઘણો કીમતી.

૧૧. વાસ-( સં. વસ્ રહેવું. ) રહેઠાણ.

કુળાચાર-( સં. कुल + आचार-રીત ) પોતાના કુટુંબની રીત પ્રમાણે વર્તન.

પતિવ્રત-( સં. पति-ધણી + व्रत નિયમ. ) પતિનું વ્રત પાળવાનો સ્ત્રીનો ધર્મ; શિયળ.

વેદાધ્યન-( સં. वेद + अध्ययन અભ્યાસ. ) વેદનો અભ્યાસ.

૧૨. મર્ત્યલોક–મૃત્યુલોક; પૃથ્વી ઉપરનાં માણસો.
વૈકુંઠ–( સં. ) વિષ્ણુ ભગવાનનું ધામ; સ્વર્ગ.
૧૩. મણિ જલહલપુર–જે મણિપુર ગામ ઝળઝળાં થઇ રહ્યું છે ત્યાં.
પોળે–પોળ આગળ અથવા પોળના રક્ષણ કરનાર પોળીઆએ.
ભાણ–( સં. भानु. ) સૂર્ય; અહીં ઘોડો.
પ્રતિહાર–સેવક; નોકર.

૧૪. રેવંત–( સં. रेव् ઠેકવું, ચાલવું. ) ઘોડો.
કમલાસખ–( સં. कमला – લક્ષ્મીજી + सख–મિત્ર. ) લક્ષ્મીજીના મિત્ર; શ્રી કૃષ્ણ ભગવાન. કમળાસખ હૃદયમાં ધરી–શ્રીકૃષ્ણનું જ ધ્યાન ધરતો.
૧૫. અડે–અટકે; ઉભો રહે.
ઢુકડે–પાસે; નજીક.
દુર્ગ–( સં. ) કિલ્લો, ગઢ.
૧૭. વાંકોવીર–યોદ્ધો એવો બળવાન છે કે એને જીતવો ઘણું મુશ્કેલ છે. યોદ્ધો સરળ નથી પણ આડો છે.
વસમો ઠામ–આ સ્થળ પણ પરસેવો ઉતરાવે એવું કપરૂં અને જીતવું અઘરૂં છે.
૧૮. સુભટ–( સં. ) જોદ્ધા; લડવૈયા.
ભડ–હઠે નહિ એવો, પાછી પાની કરે નહિ એવો, મહા બળવાન.
શત–( સં. )–સો.
નેટ–નક્કી.
ભેટ–નજરાણું; વર્ષાસન.
કડી ૧૯. શીર્ષ ચરણ–અમારા સરખા તો તેને પાયે પડે.
સુવર્ણ–( સં. ) સોના મહોર.
દંડી–( સં. ) દંડ લેવાવાળો.
મુકાદમી–( અ. મુકદ્દમ ) સરદારી, ઉપરી પણું, અધિકાર ભોગવે એ
૨૦. અંતરિક્ષ–( સં. ) અદ્ધર; આકાશમાં.

અવનિ–( સં. ) પૃથ્વી; ધરતી.

મહિમા–( સં. ) મોટાઇ.

૨૧. સાધને–સાધુને; સિદ્ધ પુરુષને.

તંતુબંધ–સૂતરના તાંતણાએથી બંધાયેલો, સાધુ અથવા સત્પુરૂષની સાથે સૂતરના તાંતણાથી બધાયેલો રહે એવો નરમ.

અવળે અંધ–આડો; સામો થાય એવો.

નવેનિધ–કુબેરનો ભંડાર, નિધિ નવ છે;–પદ્મ, મહાપદ્મ, શંખ, મકર, કચ્છપ, મુકુંદ, કુંદ, નીલ ને ખર્વ.

વંશને ગળે–જેની સાથે વેર બંધાયું હોય કે દુશ્મનાવટ થઇ હોય તેનો વંશ જડમૂળથી ઉખેડી નાંખે.

૨૨. ગ્રહેલો–( સં. ग्रह–પકડવું. ) પકડેલો.

કેકાણ–( સં. ) ઘોડો.

લહે–માને.

૨૩. મન બેઠી–ગળે ઉતરી; હૃદયમાં ઉતરી; નિશ્ચય પૂર્વક માની.

ગર્ધવી–(સં. गृध्र.) ગીધ પક્ષી. એ અપશકુનની નિશાની તરીકે મનાય છે.

૨૪. ઉત્પાત–( સં. उत् + पत् પડવું. ) તોફાન; અવનવો બનાવ.

નોબત–(અ. नवबत् ) નગારૂં.

ઝણઝણી–વાગી.

૨૫. મહિપાળ–( સં. महि પૃથ્વી + पाल् – પાલન કરવું, રક્ષણ કરવું. ) પૃથ્વીનો પાળનાર; રાજા.

રંગરસાળ–આનંદ આપે ને રસ પડે એવી.

સ્તંભ–( સં. ) થાંભલા.

અભિનવા–( સં. ) આશ્ચર્ય પમાડે એવા; નવાઇ લાગે એવા.

કુંદન–( સં. ) સોનું.

૨૬. રત્ન–(સં. ) જવાહીર; માણેક, મોતી, નીલમ એ બધાં રત્ન છે.

તેજ–(સં.) પ્રકાશ.

ત્રિલોક–( સં. त्रि ત્રણ + लोक દુનિયા. ) ત્રણે દુનિયા, સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ.

હરે–( સં. हृ, हर् લઇ લેવું. ) ખેંચી લે; લઇ લે.

ચિત્રામણ–રંગરોગાન કરવાની ને ચિત્રો પાડવાની કળા.

કસ્તુરી–( સં. कस्तूरी. ) કસ્તુરીમૃગ એ નામના સાબરના શરીરમાંથી નીકળતી ઘણી વાસવાળી ગોટી.

૨૭. મઘમઘી–બહેક બહેક થઇ રહી.

વાસ્યાં–( સં. वास् વાસ આવવી ) વાસવાળાં થયાં.

ભુવન–( સં ) મહેલ; મકાન.

તેજોમય–( સં. ) પ્રકાશવાળાં; ચળકતાં.

સુદ્ધ–શુદ્ધ.

૨૮. તાંડવી–તાંડવ નામનો નાચ.

હય–( સં. ) ઘોડો; પાંડવી–પાંડવનો.

૨૯. તુરંગ–( સં. ) ઘોડો.

૩૦. પડઘા–પ્રતિધ્વનિ; પાછો ફેંકાતો અવાજ.

દલ–( સં. ) લશ્કર.

આથડે–લથડી પડે; લડે;

૩૧ કકલો–કલકલાણ; શોરબકોર.

કરે–( સં. ) હાથે.

કડવું બીજું.–૧. ચાતુરી–ચતુરાઇથી; હોશિયારીથી.

૨. ક્ષત્રીધર્મ–ક્ષત્રીનો ધર્મ પાળનારો.

કાયર–જે બાયલો ને હીચકારો હશે તે તેના પગ આગળ નજરાણું લઇ જશે–ભેટ ધરશે.

તેનું ના લે નામ–તેને અર્જુન પજવશે કે મારશે નહિ.

૩. સન્મુખ થાય–સામો થાય.

જગન મળતે–અશ્વમેધ–યજ્ઞની કીર્તિની સાથે તેની પોતાની કીર્તિ પણ થાય.

પ્લવંગ ( સં. ) વાંદરો–અહીં ઘોડો.

૫. વિચાર–સલામત; અભિપ્રાય.

તલવાર બાંધવી–યુદ્ધ કરવું, લડવું.

૬ અઘટતું–( સ અઘટિત. ) અયોગ્ય, ના છાજે એવું.

કલપ્યો–( સક્લૃપ્ વિચારવું ) દુઃખ પામ્યો; દિલગીર થયો; ઉંડો વિચાર કરવા લાગ્યો.

૭. બોધ–( સં. ) શિખામણ; સલાહ, વિચાર.

અણછતા–ગુપ્ત; છાના.

૮. જનેતા–( સ. જન્ જન્મ આપવો ) મા.

૯ ગુંજ–ગુંચવણવાળી વાત, ગુહ્યવાત; ગુંચવણ.

સૂઝ–અક્કલ, જે સૂઝે, મનમાં આવે તે; સલાહ.

૧૧. વેસર-(સં. વેશર ) ખચ્ચર.

શકટ–( સં. ) ગાડું.

પલાણ–સ્વારી.

કચ્છી–ઘોડાની જાત; મુખ્યત્વે કરીને કચ્છ દેશના.

૧૨. સંધી–સિંધી; સિંધ પ્રાતના ઘોડા.

બલ્ખ–તુર્કસ્થાનનું એક શહેર.

તોખાર–ઘોડો. પાણીપંથા–પાણીના વેગે જવાવાળા; જળવેગી.

સોળ કળા–કળા ચોસેઠ છે, પણ અહીં કવિએ સોળ કહી છે.

૧૩ મદગલ–( સં. મદ્+ગલ્ ટપકવું ) મદ ઝરે એવા.

કરિ–( સં. ) હાથી.

ઐરાવત–( સં. ) ઇંદ્રનો હાથી.

આભ્રણ ( સ. )–શણગાર.

મુંખભાગે–મોખરે.

રણજીત–( સં. रण+जी, जय् જીતવું.) લડાઈ જીતે એવા.

ગઢ–કિલ્લો; દુર્ગ.

ગિરિવર–(સં.) મોટા પર્વત.

૧૪ પિતાને ચાલ્યો જાય – પિતાની જાત્રા કરવા ગયો.

બલધીર–(સં ) બળવાન; ધીટ.

લક્ષણ બત્રીસ છે ને તે નીચે પ્રમાણે છે; ૧. પરાક્રમ, ૨. સ્વાર્થ, ૩. વહેલું ઉઠવું તે. ૪. યુદ્ધમાં ઘુમવું તે. ૫. પરિવારનું પોષણ કરવું તે. ૬. સ્ત્રી ઉપર વ્હાલ રાખવું તે. ૭. ઊંચી પદ્વીએ રહેવું તે. ૮. શત્રુને છુંદવો તે. ૯. વિવેકી મધૂર ભાષણ કરવું તે. ૧૦ સુંદર સ્વરૂપે હોવું તે. ૧૧. યુકિતકળા જાણવી તે. ૧૨. ગર્વહીન રહેવુ તે. ૧૩. થોડે ઘણે સંતોષે રહેવું તે. ૧૪. ઉંઘ થોડી રાખવી તે. ૧૫. સૂક્ષ્મબુદ્ધિથી સહેજ સમજી જવું તે. ૧૬ સ્વામી ઉપર ભકિત રાખવી તે. ૧૭. શૌર્ય દાખવવું તે. ૧૮. ભાર વહેવું તે. ૧૯. દંડને લેખવવો નહિ તે. ૨૦. સંતોષી રહેવું તે. ૨૧. કોઇનો પણ વિશ્વાસ કરવો નહિ તે. ૨૨. છાની રમત રમવી તે. ૨૩. મર્યાદા રાખવી તે. ૨૪. અભિમાન ન રાખવું તે. ૨૫. સમો સાધુ થવું તે. ૨૬. ચંચળતા રાખવી તે. ૨૭. યુદ્ધમાં પરાક્રમ કરવું તે. ૨૮. પડતીમાં ધીરજ રાખવી તે. ૨૯. ચડતીમાં ક્ષમા ધરવી તે. ૩૦. ચાતુર્ય. ૩૧. વાચાળપણું અને ૩૨. યશની ભૂખ.

બાવનવીર – વીરની સંખ્યા બાવન મનાય છે; ઘણો બળવાન. ઘણો બહાદૂર.

૧૫. બોલ્યો બોલ – કુમારિકાની સાથે ગાવા લાગ્યો.

૧૬. પાળો – પગે; હીંડતાં હીંડતા.

સાથ – સાથે આવેલા બધાં માણસો.

અણવણ – જોડા વિનાના; ઉઘાડા.

પાછળ હાથ – હાથ પીઠે રાખીને; આ બધાં ચિહ્નો નમ્રતાસૂચક છે.

મંદિર – મહેલ.

નમતો – પગે લાગતો; નમન કરતો.

૧૫. કર્ણકુંવર–કર્ણનો કુંવર; વૃષકેતુ. એ શ્રી કૃષ્ણ ભગવાનનો પરમ ભક્ત હતો, બાણાવળી હતો તથા અજીત હતો. યોવનાશ્વરને જીતીને તેને ત્યાંથી તે યજ્ઞનો ઘોડો લઇ આવ્યો હતો. તેણે અનુસાલવને પણ જીત્યો હતો. એનું અને બભ્રુવાહનનું મોસાળ પાતાળમાં નાગકુળમા હતું.

યૌવનાશ્વર–ભદ્રાવતી નગરીનો રાજા. એને ત્યાં અશ્વમેધનો ઘોડો હતો તે જીતી લાવવાને શ્રી કૃષ્ણ ભગવાને ભીમ, વૃષકેતુ અને ભીમના પુત્ર ઘટોત્કચના પુત્ર મેઘને મોકલ્યા હતા. યૌવનાશ્વર રાજાના પુત્રનું નામ સુવેધ હતું.

અનુસાલવ–એ રાક્ષસ હતો. શ્રીકૃષ્ણ ભગવાને એના ભાઇને માર્યો હતો તેથી એને શ્રી કૃષ્ણ ભગવાનની સાથે વેર હતું. એ વેર વાળવાને માટે તેણે યુક્તિ રચી. જ્યારે અશ્વમેધનો ઘોડો ઘોડારમાં બાંધવામાં આવ્યો અને સ્ત્રી વર્ગ તે જોવાને ગયાં ત્યારે એ સમયનો લાગ સાધીને તે આવ્યો ને ઘોડો છોડી પોતે લઇ ગયો. હયનું રક્ષણ કરવાને માટે શ્રી કૃષ્ણ ભગવાન પધારશે તે વખતે એને મારી મારૂં વેર વાળીશ એવી તેણે ધારણા બાંધી હતી. તેની સાથે યુદ્ધમાં ભગવાન ફાવ્યા ન હતા, પણ વૃષકેતુએ તેન પોતાના બાણના અ ત્રબળથી બાં ા, હરાવ્યો ને તેને પકડી હસ્તિનાપુર લઇ ગયો. લડાઇમાં હાર્યાથી તે અર્જુનની સાથે હયના રક્ષણાર્થે ગયો હતો. એ ઘણો બળવાન ને માયાવી રાક્ષસ હતો.

નીલધ્વજ–રાજાનું નામ છે. તે કૃષ્ણ ભગવાનનો ભક્ત હતો. પાંડવનો ઘોડો જાણી અર્જુનની સાથે ભગવાન હોવાજ જોઇએ એમ તેણે માન્યું ને તેથી ભગવાનનાં દર્શન થશે એવી ધારણાથી તેણે તેને બાંધ્યો હતો. તે અર્જુનની સાથે લડયો હતો પણ યુદ્ધમાં હાર્યો એટલે તેને ઘોડાના રક્ષણાર્થે અર્જુનની સાથે જવું પડયું. એની સ્ત્રીનું નામ જવાલા હતું. એની પુત્રીનું નામ સ્વાહા હતું ને તે હુતાસનની સાથે પરણી હતી. નીલધ્વજ હાર્યો ને તેના પુત્રો વીર અને પ્રવીર માર્યા ગયા તેથી જવાલાને અતિ દુઃખ લાગ્યું. આથી તે ગંગાજીને કાંઠે ગઇ ને ગંગાજીને લાતો મારવા લાગી, ને એ રીતે ગંગાજીના

ભીષ્મ વગેરે પુત્રો મરાયા તેનું વેર લેવાને તેમને ઉશ્કેર્યાં. ગંગાજીએ શાપ દીધો કે બભ્રુવાહનને હાથે અર્જુન મરશે અને તું જ્વાળા બળીને બભ્રુવાહનના બાણના ભાથામાં એક બાણ રૂપે રહેજે એટલે તે બાણે અર્જુન મર્યાથી તારૂં પણ વેર વળશે.

કૃતબ્રહ્મા-( સં. कृतवर्मा ) યાદવોનો સેનાપતિ.

સાત્વિક-સાત્યકી. શ્રી કૃષ્ણ ભગવાનનો રથી, બળવાન યોદ્ધો, ને અર્જુનનો શિષ્ય. શકટવ્યૂહ વખતે અર્જુનને તે શોધવા ગયો ત્યારે દ્રોણનાં સો બાણ તેણે કાપ્યાં હતાં ને તેથી દ્રોણે તેની પ્રશંસા કરી હતી.

પ્રદ્યુમ્ન-શ્રી કૃષ્ણ ભગવાનનો રૂક્મિણિથી થયેલો પુત્ર; કામદેવનો અવતાર. એણે સંબર રાક્ષસને માર્યો હતો.

અનિરૂદ્ધ-પ્રદ્યમ્નનો રતિથી થયેલો પુત્ર. એણે બાણાસુરની પુત્રી ઓખાની સાથે ગાંધર્વવિવાહ કર્યો હતો તેથી બાણાસુર સાથે એને ભારે યુદ્ધ થયું હતું. એમાં બાણાસુરે એને હરાવ્યો ને કેદ પકડ્યો હતો. તે પછી કૃષ્ણે તેને છોડવ્યો ને ઓખાના સાથે તેનું લગ્ન થયું હતુ.

બલભરી-બળથી ભરેલા, ઘણા બળવાન; જોરાવર.

રિદ્ધિ-દોલત.

કડવું ત્રીજું. ૧લહ્યું-સમજ્યો: ધ્યાન પર લીધું. વીર્ય-બીજ. અર્જુન પોતે ઇન્દ્રનો પુત્ર કહેવાય છે તે અર્જુનનો પુત્ર હું છું. અન્યાય ( સં. अ-नहि+न्याय ઇનસાફ. ) ખોટું, અઘટિત કામ.

૩. મહિમાય=મહિમા પોતાની સ્થિતિનું વર્ણન.

૪. ભેદ-ગુહ્ય બાબત; છાનો મુદ્દો.

કર્મગતિ; ( सं कर्म+गम् જવું. ) પૂર્વના સંચિતોનું પરિણામ ફળ; ભાગ્ય, કર્મયોગનું ફળવું તે.

વિધિ-( સં. ) નશીબ; ભાગ્ય.

વેદ-જાણ; માન, સમજ. એમ સમજ કે કર્મની ગતિ એ તો વિધાતાની બ્રહ્માની વાણી છે ને તે કદિ ફેરવેલી ફરે એમ નથી; જે નિર્માણ થયેલું છે તે જ બનવાનું હોય છે.

ભણે-( સં મણ્-બોલવું. ) બોલે, કહે.

૫. ઉત્પત્તિ-(સં. उत्पद्-જન્મવું.) જન્મ; જન્મ વિષેનો ઇતિહાસ.

ગાંધર્વ-ગંધર્વ લોકો; ગાવા બજાવવાવાળો વર્ગ; સ્વર્ગના ગાનારા.

૬. મધુકર-(સં) ઇંદ્ર.

ઉપમાન-અપમાન.

૭ ભૂતલ-( સં. भू પૃથ્વી+तल તળીઉં. ) પૃથ્વીના સાત તળોમાંનું એક; પૃથ્વીતળ; સપાટી.

મગરી-( સં. मकर.) એ નામનું શરીરે ભીંગડાંવાળું પેટે ચાલનારૂં, નદી તળાવોમાં વસનારૂં મોટું પ્રાણી.

વિકરૂપ-ભયંકર શરીર; બીહામણું શરીર.

૯ અનુગ્રહ- શાપના બંધનમાથી મુક્તિ.

૧૦ અર્જુન ચરણ-અર્જુનના પગના સ્પર્શથી તારી મુક્તિ થશે.

દ્રોહ-પાણીનો ધરો.

વિષધરી-ઝેર જેણે ધારણ કર્યું છે એવી; મગરી.

૧૧ ઉભય-બન્ને.

સબળો-ઘણો.

માર્ગ પડયો-રસ્તે જતો.

જોજન-ચાર જોજન સુધી આસપાસનાં બધાં માણસો બીતાં હતાં.

૧૨ મર્જન-(સં. मार्जन ) સ્નાન, દેહશુદ્ધિ.

વાર્યા-અટકાવ્યા.

૧૪ તરી-ઉદ્ધાર પામી; મોક્ષ પામી.

અર્જુન કીજે અંગિકાર-હે અર્જુન તું પરણ;

૧૫ એકમન-એકદિલથી. અંતઃકરણ પૂર્વક.

૧૭ પેર-રીત; પ્રકાર. ગોઠવણ કરી

ગોઠવણ યુધિષ્ઠિર ર જા વગેરેની સંમતિ

પાણી ગ્રહણ-( સં. पाणी હાથ+

૧૮ વાદ–( सं ) હઠ જીદ.
અંગવાય ના શકી–અંગિકાર કરી શકાય નહિ; પરણાય નહિ.
તીરથ–( સં. तीर्थ. ) તીરથ વિષે.
કીજે કર્મ–પવિત્ર યાત્રાને સ્થળે એવું નિંદ્ય અધર્મ કર્મ કરવું એ મારો ધર્મ નથી.

કુંભીનર્ક–નર્ક એકવીસ પ્રકારનાં છે. તેમાંનું એ એક છે. તામિસ્ત્ર, અંધતામિસ્ત્ર, રૌરવ, મહારૌરવ, કુંભિપાક, કાલસૂત્ર, અસિપત્ર, શૂકર, મુખ, અંધકૂપ ક્રમિભોજ, સંદેશ, તપ્તસૂર્મિ, વજ્રકંટક, વૈતરણી, પુયોદ, પ્રાણરોધ, વિશસન, લાલભક્ષ, સારમેયાદન, અવિચી ને અયપાન.

પરવરે–( स. परिवृ. ) જાય.
વ્રેહ–વિરહ, વિયોગ.
વ્યાકુલ–( स. वि+आकुल. ) અશાંત અથવા વ્યગ્ર ચિત્તવાળું, વિહ્વળ; બાવરૂં.

ઉન્મદા (સં. उद्+ मद ગાડું થવું.) ઉન્મત્ત શરીરમા વ્યાપેલા મદને લીધે ઘેલી થઇ ભાન ભૂલી ગયેલી, ઉન્માદવાળી, કાળના જુંસ્વાવાળા સ્ત્રી

૨૦ છેહ–દગો.
બેહુ–બન્ને જણા.
દેહ–શરીર.
પાડું દેહ–મરી જઇશું.
અંગિકાર કર્યો–લગ્ન કર્યું.
૨૧ પ્રાહોણા -( स. प्राघूर्ण )–મહેમાન.
વામા–( સં. ) સ્ત્રી.
રમે–( सं. रम् રમવું ) જાય.

૨૨ અભિમન્યુ—શ્રી કૃષ્ણની બેન સુભદ્રાથી થયેલો અર્જુનનો પુત્ર. શ્રી કૃષ્ણનો ભાણેજ. અભિમન્યુના બાપને શ્રી કૃષ્ણે માર્યો હતો તેથી એને તેની સાથે વેર હતું. એ મહા બળીયો હતો. તે મહાભારતની લડાઇમાં ચક્રવ્યુહમાં જયદ્રથને હાથે કૃષ્ણના દગાથી મર્યો હતો.

૨૩ ક્ષાત-કીર્તિ; ખ્યાતિ; પ્રખ્યાતિ.

ત્રિલોક-ત્રણ લોક; સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ.

મહાબળિયા-ઘણા બળવાન પુરૂષોનું જોર તેણે મિથ્યા કીધું; મોટા મોટા જોરાવર યોદ્ધાઓને તેણે જીત્યા, હરાવ્યા.

સુત સંબંધ-પુત્રનું સગપણ.

કહી-ઘણાએ.

અવનિ-(સં.) પૃથ્વી.

૨૪ જાર-વ્યભિચાર.

જારજાત-વ્યાભિચારણી; હરામજાદી.

જનેતા (સં.) મા; જન્મ આપનારી.

લંપટ-વ્યભિચારિણી.

શુદ્ર-હલકા તુખમની; નીચ વર્ણની.

ઉદર-પેટ. વ્યભિચારી અને નીચ વર્ણની સ્ત્રીને પેટે જન્મ થનાર

કુમાર-બભ્રુવાહન.

૨૫ કાયર કર-આ પ્રમાણે યુદ્ધથી કાયર થઇને તું નમ્યું આપે છે તે ખરેખરો ક્ષત્રિ પુત્ર હોય તો તે પ્રમાણે કરે નહિ, માટે તું ક્ષત્રિપુત્ર નથી પણ કોઇ શુદ્રથી ઉત્પન્ન થયેલો છે.

કીધો પાદુપ્રહાર-લાત મારી.

૨૬ હાથ-બળ; પાણી.

અનુભવી-( સં. अनुभू ) પાવરધો, ઘડાયલો; કુશળ.

બળઅનુભવી-ઘણો બળવાન.

૨૭. પરિયાણુ-[ સં. प्रयाण ] જવું તે; કુચ કરવી તે.

લાંછન-( સં. ) બટ્ટો; કલંક.

૨૮. શુદ્રી-હલકા પ્રકારની.

ઉત્પાત-( સં. उत्पत्ति ) જન્મવિષેની.

૨૯ અંજલિ (સં.)–બે હાથ જોડીને બનાવેલો ખોલો.

ધર્યું–( સં. ધૃ–ધરવું )લીધું.

૩૦ જુગ–'જોના' અર્થમાં અથવા 'જુગમાંહે' એવો પાઠ લઇએ તો. આ જગતમા.

જુગદીશ–( સં. जगत्+ईश ) જગદીશ, પરમેશ્વર

છેદ્યું–( સ. छद् કાપવું.) કાપું, ઉરાડું.

પરભાર્યું–બારોબાર.

પણ–પ્રતિજ્ઞા. પોતે જે પ્રતિજ્ઞા લીધી ને પાણી મૂકયું તે પણ બારોબાર તેણે પરમેશ્વરને સોંપી દીધું.

૩૧ ગડે–ગડગડે; વાગે.

નિશાણ–ઢોલ. ગડે નિશાણે ધાય–રણ પર ચઢવાને માટે ઢોલ વાગી.

કોપે–ક્રોધથી, ગુસ્સાથી.

કુડગ્યું ૪.–૧. બગડયું–વાત વીફરી ગઇ.

૨. વાટે થકી–રસ્તામાંથી.

૪. અર્જુન નિર્ભય મન–અર્જુનના મનમા બીક ન હતી.

૬. સજ્જ–તૈયાર.

રણ–રણસંગ્રામ; લડાઇનું મેદાન.

રીસાળ–રીસવાળો; રીસાએલો; ઝુન્નસથી ભરેલો.

અયુત–( સં. ) દસહજાર.

ગજ–( સં. ) હાથી.

શોભામાન–શોભાવાળા; સુંદર.

મદપાન–દારૂના પ્યાલા પાએ છે. હાથીઓ ગાંડા થાય તે માટે તેમને દારૂ પીવડાવવાનો પ્રથા છે;

શત–( સં. ) સો.

પુઠે–પાછળ.

રથી–( સં ) રથમાં બેસી લડવાવાળા યોદ્ધા.

સહસ્ત્ર—હજાર.

તે પુઠે ગતિ—તેની પાછળ ચાલતા હતા.

કોટિ—કરોડો.

કુંજરપતિ. [સં કુંજર હાથી + પતિ—ધણી.] હાથી ઉપર બેસી લડનારા યોદ્ધા.

મહારથિ—( સં. મહાન્ મોટા ) ઘણો બળવાન યોદ્ધો.

૮ દલ—લશ્કર.

ખેહ—રજ; ધૂળ

છાયો—ઢંકાઇ ગયો.

ચિત્રાંગદાસુત—બભ્રુવાહન.

ન ગણ્યું—લેખવ્યું નહિ; દરકાર કરી નહિ.

૯. સન્મુખ—( સં. ) સામે; મ્હોડા સામે.

ધર્જ—( સં. ) ટટાર; સશક્ત: શ્રેષ્ઠ; ઉન્મત્ત.

ઇંદ્રસુત—ઇંદ્રનો પુત્ર; અર્જુન.

૧૦ કર્ણકુંવર—કર્ણનો કુંવર; વૃષકેતુ.

હાથ દેખાડું—સ્વાદ ચખાડું; પરાક્રમ કે જોર લડીને બતાવું.

૧૧ સમોવડ—બરાબરી; સ્પર્ધા.

ઓછેકુળ—તે નીચ કૂળમાં ઉત્પન્ન થયેલો છે તેથી તું સામો લડવા જાય તો તેથી પોતે અભિમાન ધરાવે.

શ્વાન—(સં.) કૂતરો.

કેસરી ( સં. ) સિંહ. જે વખતે કૂતરો અને સિંહ એ બે લડે ને તેમાં કૂતરો મરી જાય તેમાં સિંહને કદિ જશ મળતો નથી.

૧૨ શ્વાન મુએ-પરંતુ સિંહની સામે કૂતરો લડવાને ચડી આવે તો તેમાં તેને ઘણું અભિમાન લેવાનું હોય છે ને તેમાં તેનું ગૌરવ વધે છે.

૧૩ એકમના—એકચિત્તે; નિશ્ચયપૂર્વક; દઢ નિશ્ચયથી.

આગન્યા-( સં. ) હુકમ; આજ્ઞા.

જશો-જોવો.

૧૪ ક્ષોયણુ-અક્ષોહિણી સેના. એ સેના ૧૦૯૩૫૦ પાયદળ) ૬૫૬૧૦ ઘોડેસ્વાર, હયદળ, ૨૧૮૭૦ રથ અને ૨૧૮૭૦ હાથીની હોય છે.

વૈમાન-વિમાન; આકાશ માર્ગે જનારૂં વાહન.

ડંકો કીધો-નોબત વગાડી.

દૈત્ય-અસૂર.

નરેશ-( સં. નર+ईश ) રાજા.

શબ્દ સાતમે-સાતમે પાતાળે શેષનાગ એ ડંકાના અવાજથી ધ્રુજ્યો, એવો તે અવાજ જબરો હતો.

૧૫ ભૂમંડળ-પૃથ્વીનો ગોળો ને તેને લગતો ઉપગ્રહ.

અભિધાન-( સં. ) નામ.

૧૬ અતલીબળ-તૂલના ન થઇ શકે એટલા જોરથી; અતીશય બળથી.

આથડયો-લડયો.

દપેટો-પુષ્કળ.

છૂપાયેલો-છાનો.

દડબડી-દરબડ; ઝડપથી દોડીને. સપાટાબંધ અથવા ઉતાવળથી દોડી લથડીને પડયા.

૧૭. અસુર આવતા-અસુરનાં બાણ જે આવે તે.

નિષ્ફળ ( સં. निष्फल) મિથ્યા, પરિણામ વિનાના.

સાગ, ફરસી. ચક્ર અને ત્રિશૂળ એ સર્વ આયુધોનાં નામ છે.

ચૂર-કકડા; ચૂરેચૂરા.

૧૮ ઘેરા-ગંભીર.

પડછંદા-પ્રતિધ્વનિ; પડઘો.

હઠે ચડયો-જીદ પર આવ્યો; આગ્રહી થયો.

૧૯ અવનિ-( સં. ) પૃથ્વી.

મન ના ધરાં-તેને લેખવે નહિ; તેને ગણે નહિ.

૨૦ કીધા ઘાણુ-માર્યાં.

ઘાણુ ( સં. हन् ) મારવું તે. મૃત્યુ.

૨૧ સાથ-યોદ્ધાઓ.

વાવરીયા હાથ-બળ બતાવ્યું; પરાક્રમ કર્યું.

૨૨ શરવિદ્યા-બાણ નાખવાની વિદ્યા.

કડવું ૫ મું. યુગ્મ ( સં ) બે.

ધડ-શરીરનો માથા વગરનો ભાગ.

રવડયાં,-રખડયાં.

૨. વેળ-વેળા, વખત.

ભૂમેળ-જમીન સરસો, પૃથવી ભેળો; જમીનદોસ્ત. તેણે સમે-તે સમયે; તો વખતે.

રજનિ.-( સં. ) રાત્રિ.

૩. કૃષ્ણપક્ષ-( સં. कृष्ण-કાળું + पक्ष -પખવાડીઉં. ) અંધારીઉં; મહિનાનો અંધારી રાત્રિનો પાછલા પંદર દિવસનો ભાગ; વદ.

અંધ આકાશે-અંધારા આકાશમાં. ધૃતગવરી-ગાયનું ઘી.

૪. કનક પાત્ર-( સં. कनक-સોનું + पात्र-વાસણ ) સોનાનું વાસણ. કોડીઉં. કર-( સ. ) હાથ.

કરધરી-લાંબો હાથ કરી; હાથે વતી.

હેમદંડ-( સં. हेम સોનું + दंड દાંડી. ) સોનાની દાંડીવાળી.

રોપીયા-( रुप् સજ્જડ કર્યું; બેસાડયું ) સ્થાપ્યા; આરોપીયા.

૫. નિશા ( સં )-રાત્રિ, રાત.

જાણે...ગતિ-કોઈ પરણવા જતું હોય ત્યારે જેવો ઠાઠ માઠ કરે તેમ બભ્રુવાહન પણ પરણવા જતો હોય તેમ તેવા ઠાઠમાં રણાંગણે આવ્યો.

વાત કરે . થકી=મનમાં ને મનમાં બબડવા લાગ્યો.

નિશા યુદ્ધ-રાત્રે લડાઇ.

૬ અસુર ધર્મ-રાક્ષસોનું કામ, દાનવોની રીત. દુરમતિ-( સં. दुः ખરાબ + मति બુદ્ધિ )-દુષ્ટ બુદ્ધિવાળો બભ્રુવાહન

નિર્ભય–( સં.નિઃ+મય ) ભય વિનાનો; નીડર.

અવસર–[ સં. अवसृ ફેલાવું. ] તક; વેળા; સમય.

૫. ચતુર્ભુજ–[ સં चतुर् ચાર+भुज હાથ. ] શ્રી કૃષ્ણ ભગવાન.

પદ–( સં. ) સ્થિતિ.

માટે નહિ પદ હોનાર–જે હોનાર પદાર્થ હતો તે થવાનોજ હતો એટલે કે અર્જુનના નશીબમા જે હતુ તે સ્થિતિમાં ફેરફાર થઈ શકે એમ ન હતું.

શિરભાર–માથે મોટું જોખમ રહેલુ છે; મોત ભમે છે.

ગતિ–( સં ) રીત; વર્તન.

સાન કરી–ઇસારો કરીને તે મેદાનમાં ઉતર્યો.

૭ કંદર્પ–( સં ) કામદેવ.

ધરા પર–પૃથ્વી ઉપર.

૮ ઓસરે–( સં उत्सृ ) પાછો હઠે.

૯. બલભર્યો–બળથી; જોરથી.

શર–( સ. ) બાણ.

સોસરો–આરપાર.

ક્રમ–( સં. ) પગલા.

૧૦. રૂક્ષ્મણી– કૃષ્ણ ભગવાનની સ્ત્રી, પ્રદ્યુમ્નની મા, ને ભીમક રાજાની પુત્રી. એનો પિતા એને શિશુપાળ સાથે પરણાવવાનો હતો, પણ રૂક્ષ્મણીને પરણવું નહોતું ને તેથી એણે કૃષ્ણની મદદ માગી હતી. કૃષ્ણ તેનું હરણ કરી ગયા ને તેને પરણ્યા હતા.

પોષ્યાં–( સં. पुष्–પોષવું. ) નાખ્યાં; પેઠા.

૧૧, સબળો-( સ. स સાથે+बल–બળ ) બળવાળો, ઘણો બળવાન.

વડે–વઢે–લડે,

કરી–( સં ) હાથી. કુંભસ્થળ–(સં. कुमस्थलं) લમણાં; હાથીનાં લમણાં.

મુક્તાફળ–( સં ) મોતી.

વસુમતિ–( સં. ) પૃથ્વી.

૧૨ યક્ષલોક–સ્વર્ગમાના યક્ષો; કુબેરના અનુચરો. કુબેર ભંડારીના ગણ. તેઓ દેવતાની ગણનામાં છે. તેઓ કુબેરની વાડીના રખેવાળ–રક્ષક છે ને ભલા તેમજ બૂરા કામ કરનારા છે.

કર–( સં. ) હાથ.

દારૂણ–( સં. ) ઘાતકી; દયાહીન.

દમ્યુ –( સં. દમ્ કબજે કરવું ) દુઃખ દીધુ, હેરાન કર્યું.

અણગમું–અપ્રિય, મનને ગમે નહિ એવું.

૧૩ નિર્ધાર–( સં. નિઃધૃ–ધારવું. ) જરૂર, નિશ્ચય; બેશક.

આણે–આ.

વેદ–( સં. વિદ્–જાણવું. ) જાણ; નક્કી; નિશ્ચય પૂર્વક.

૧૪ કનકાસ્ત્ર–( સં. કનક સોનું+अस्त्र+शस्त्र, બાણ ) સોનાનું શર; એ નામનું બાણ.

તૃણ–( સં ) ઘાસ.

તૃણમાત્ર–ઘાસની સળી પેઠે

અડવડતો–લથડતો, આમથી તેમ અથડાતો કુટાતો; ગબડતો.

૧૫. કુંતાસુત–અર્જુન.

શુદ્ર–બભ્રુવાહન.

શીર ઉપરો–માથે. મર્વોપરી નદીઓ. જારપુત્ર ક્ષત્રિને હરાવી બળમાં વધે તેમાં ક્ષત્રિયનો ધર્મ જળ્યો ?

૧૬. કૃતબ્રહ્મા–( सं कृतब्रह्म ) મહાભારતના યુદ્ધમાં કૌરવોના પક્ષમાં કૃપાચાર્ય અને અશ્વત્થામાની સાથે રહી લડનારો યાદવ યોદ્ધો. યુદ્ધની અંતે તે જીવતે રહ્યા હતો, પણ પાછળથી તેને સાત્યકીએ માર્યો હતો.

ભલો–ભળ્યો; જોડાયો.

૧૭ ઝુઝાર–યોદ્ધો.

જાદવકુલી–યાદવ કુલમા.

૧૮ અંતર–હૃદય.

વળગીયા—લડવા લાગ્યા. કીધા અળગા—છુટા. પાડયા ભત્રીજાભ્રાત —અનિરૂદ્ધ અને પ્રદ્યુમ્ન

૧૯ બહુમાન—પ્રતિષ્ઠા; આબરૂ.

શરવૃષ્ટ=બાણની વૃષ્ટિ, બાણનો વરસાદ.

સૃષ્ટ—(સં) સૃષ્ટિ, જગત્; દુનિયાનાં તમામ પ્રાણીઓ.

૨૦ ચડ્યો કાળ—ગુસ્સો ચઢયો; ક્રોધ ભરાયો.

લક્ષધા—(સ) લાખ પ્રકારના.

કોટ—( સં ક્રોટિ ) કરોડો.

ચોટ—ઘા. તાકીને નિશાન મારવું તે.

૨૧. કબંધ=(સં) મરી ગયલું ડોકા વિનાનું પણ પ્રાણવાળું શરીર.

શીર્ષ;—(સ.) માથું.

આવ્યો દલસાગર યુદ્ધ રૂપી મહાસાગરને કિનારે આવ્યો એટલે કે યુદ્ધમા વિજયી થયો, ને તેને લીધે તેજસ્વી લાગ્યો, તેનું મ્હોહું તે ૪ મારવા લાગ્યું.

જલકાર—ઝળકારા મારતો; વિજયીને લીધે તેજસ્વી. બીજો જળનો કિનારો એમ પણ અર્થ ઘટાવી શકાય. લશ્કર રૂપી મહાસાગરના પાણીને કિનારે, આરે બાણુવાહન આવી પહોચ્યો.

૨૩. જોતા સ્વામી થઇ છે ધણી—વિચારી જોઇએ તો નહિ બનવા જેવું બન્યું છે; હદ વળી છે.

સેવક—હંસકેત.

૨૪ દક્ષિણ—જમણો, પોતાનો જમણો હાથ લાંબો કર્યો.

ખેડયો—ચલાવ્યો.

૨૫ કીડી પાખો મરવા તણી—કીડીને અને મકોડાને પાંખો હોતી નથી, પણ ચોમાસું બેસતાં તેને પાંખો આવે છે ને તે દિવાની આસપાસ પતંગી-આની માફક ભમે છે ને માહે પડીને મરે છે. એટલે મોત આવ્યું હોય છે

ત્યારે કીડી મંકોડાને પાંખ આવે છે. એ પ્રમાણે હંસધ્વજ રાજાનું મોત એને માથે ભમતુ હોવાથી તે લડાઇમાં ઝંપલાય છે. ઉપમા અલંકાર.

શા લેખે-શા હિસાબમાં.

૨૬. ત્રટ-( સં.તટ )-કિનારે. જડી-ઘાસની જડ. મૂળાડીઆં. ચોમા-માં ઘાસની જડ વરસાદનું પાણી પડ્યાથી ઉગી આવે છે તે પ્રમાણે આ ક્ષત્રીકુળની જડ જીવતી રહેવા પામે તો ફરીથી ફૂટી નીકળે માટે એવી જડ પણ જીવતી જવા દેવાનો નથી.

મારૂં ધરતી છેલ્લી ઘડી-ધરતી ઉપરનાં તમામ મણસો મરી જાય ત્યાં સુધી એટલે કે આખર સુધી લડું; એકે એકને મારૂં.

૨૭. પરશુરામ-પરશુરામ, જમદગ્નિના પુત્ર. ત્રેતાયુગના પ્રારભમા તે જનમ્યા હતા. તે વિષ્ણુનો અવતાર હતા. તે ચિરંજીવી કહેવાય છે ને મંદ્રાચલ ઉપર રહેતા મનાય છે. સહસ્ત્રાર્જુનની સાથેની લડાઇમાં એના સો પુત્રો નાસી ગયા હતા. તે પુત્રોએ પીતાનું વેર વાળવાને જમદગ્નિ હોમ કરતા હતા ત્યા જઇને તેમણે તેને મારી નાખ્યા. રેણુકા-પરશુરામની મા-એ વિલાપ કર્યો ને એકવીસ વાર છાતી ફૂટી પરશુરામને સંભાર્યા એથી પરશુરામે એવી પ્રતિજ્ઞા કરી કે મારી માને ક્ષત્રીના ત્રાસથી એકવીસ વાર છાતી ફૂટવી પડી માટે હું એકવીસ વાર ક્ષત્રીયોને મારી મારા પિતાનું વેર વાળીશ. એ પ્રતિજ્ઞા પ્રમાણે તેણે એકવીસ વાર પૃથ્વી નક્ષત્રી કરી, તેનું બ્રાહ્મણને તેણે દાન કર્યું. એની પછી રામાવતાર થયો. પરશુરામ શિવ પાસે વિદ્યા ભણ્યા હતા. ભીષ્મ અને દ્રોણ એના શિષ્યો હતા. પણ ભીષ્મની સાથેના યુદ્ધમાં તે હાર્યા હતા.

સંગી-સોબતી,સાથી, બભ્રુવાહન કહે છે કે હંસધ્વજ તમે સત્યવાદી હો ને અર્જુન પોતે પાપી છે. તમને અર્જુનનો સંગ થયો છે એટલે તમે પોતે સત્યવાદી મટી જઇ તેના જેવા પાપી થયા છો.

૨૮ કરૂં એમ હું બોલ્યો છું તે પ્રમાણે કરૂં તો મારા બાપ અર્જુન ખરા ને વચન ફરે એટલે કે મારા બોલેલા બોલ હુ પાળી ન શકું તો મારી માતા શુદ્રી ગણવી.

૨૯.ચોટ–નિશાન.

૩૧. અચેત–ચેતના જતી રહી; બેશુદ્ધ થયો.

ભાગ્યું–નાસી ગયું, નાઠું.

૩૨. ચપલ–( સં. ) હોશિયાર; ચાલાક.

પામ્યો ચેતન–શુદ્ધિ આવી, ભાન આવ્યું.

હોકાર્યો–હોકારો–પડકારો કર્યો

ઘન. વરસાદ. ધાર–ધારા; વરસાદની ધારાની માફક.

વાળ્યો સંહાર–ઘાણ વાળ્યો; નાશ કર્યો.

૩૩. બેહેબાકળો–ગભરાએલો.

૩૪. ઉઠ્યા રૂધિર°–લોહીની નીક વહેતા, પુષ્કળ લોહી ગળતા ઊભા થયા.

૩૬. રણભોમ– રણભૂમિ; રણાંગણ.

શુરહાક–યોદ્ધાઓની બૂમથી.

વ્યોમ– ( સં ) આકાશ.

મેઘઘટા–વરસાદની ઘટા, મેઘાડંબર.

મેઘગટા પેરે વાત–જેવી રીતે વરસાદ ચઢી આવ્યો હોય તેમ અર્જુનના યોદ્ધાઓ બભ્રુવાહન ઉપર ચઢી આવ્યા.

૩૭. અખે-અક્ષય

૩૮. કલ્પ-બ્રહ્માના અહોરાત્ર; ૪૩૨ કરોડ વર્ષ. જુગ ( सं. युग ) ચાર છે; સત્ય, અથવા કૃત, ત્રેતા, દ્વાપર અને કલિ.

કડવું છઠ્ઠું ૧. ત્રીશે=( सं. त्रिंशति ) ત્રીસમા અધ્યાયમાં.

ત્રેવડ–ગોઠવણ; યોજના; ખુલાસો.

બગડીવાત-માઠું પરિણામ આવ્યું; અનર્થ થયો.

૨. સ્વપ્નાતર થયું–સ્વપ્ન આવ્યું.

ઉંટચઢી–ઉંટે બેસીને.

દક્ષિણ શુધ–શુદ્ધ દક્ષિણે; બરાબર દક્ષિણ દિશાએ.

[illegible] વિના[illegible].

રીડ–બુમ પાડીને, મોટે ઘાંટે.

ઝબુકે–ઝબકારા મારે.

દામિનિ–(સં) વીજળી.

૪. ધ્રુમધ્રુમ–ધુમ ધુમ એવો અવાજ કરતું જોરબંધ વહે.

જલ–(સં) પાણી; આ સ્થળે લોહી. લશ્કરનું જે વાદળું ચડી આવ્યું હતુ તેના બાણ રૂપી વરસાદથી જે પાણી રૂપી લોહી વહ્યું હતું તે. ઉપમા અલંકાર.

કમલ–પાણીમાં ઉગતા ને તરતા કમળનાં ફુલ; આ ઠેકાણે માણસનાં ડોકાં.

પક્ષી–ગીધ, વગેરે માસ ખાનારાં પક્ષીઓ.

કાગારોળ–કલકલાણ; કીકીઆરી; શોરબકોર.

૫. જામની–(સ.) યામિનિ, રાત્રી.

૬. વીર–(સ) બળવાન યોદ્ધા; ભાઇ.

રીસાળ–રીસને લીધે; ક્રોધે કરીને.

૭ શુન્યસુન્ય–શુંઢસુઢ; બેભાન.

ભમરાલી–( સં ભ્રમર+અલિ ) મધમાધ, માખી વગેરે જીવો. બણબણે ગણગણાટ કરતાં હતાં.

કલ્પંત–કલ્પનાની અંદર; વિચારમા ને વિચારમાં.

૮. ગેંદીદડા–એ નામની રમત. દડાઠામ–દડાને સ્થાને; દડાની જગ્યાએ.

શ્રીફળ–સુભટના માથાં. લોહ ગેંડી–લોઢાની ગેંડી, લોઢાનું આયુધ,

૯. સ્વપ્ન પ્રકાશ કર્યું ધર્મને–ધર્મરાજાને સ્વપ્નની વાત કહી.

૧૦. જગ્નજા–(સં યગ્નજા) યગ્નમાથી, અગ્નિ કુંડમાંથી ઉત્પન્ન થયેલી દ્રૌપદી.

જમણો હાથ–દ્રૌપદી પોતાનો જમણો હાથ વિષ્ણુ ભગવાનને બતાવતી હતી.

વિલોકે–(સં.) ને દેખાતું હતું; જોતા હતા.

ખપ્પર (સં. खर्पर ) પાત્ર; જેમા બધું. સમાઇ જાય એવું નાશકારક પાત્ર.

ખપ્પરગતિ—સંહાર, નાશ કરવાની સ્થિતિ.

૧૧.—રૂધિર (સં) લોહી.

મુસ્તક—( સં. મસ્તક ) માથું.

કરમાં ખપ્પર—હાથમાં પ્યાલો હતો તે લોહીથી ભરેલો હતો એટલે તે કુંકાવટી—કુંકમના ચાંલ્લા કરવાના વાસણને સ્થાને હતો; એટલે તેજ જાણે કુંકાવટી હતી. ખપ્પર માહે ધરે-વિનાશના પ્યાલામાં નાખતી હતી.

૧૨. પીવા દૃષ્ટ પી જવાની દૃષ્ટિ—વેચાર—કરેલો જોયાથી હરિએ-શ્રી કૃષ્ણે—જોગણીનો હાથ પકડ્યો.

હજુ કામ અર્જુનને હાથ-હજુ અર્જુન પાસે ઘણા કામ કરાવવાનાં બાકી છે.

૧૩. ભક્તજન ભક્તો. જન શબ્દ વર્ગસૂચક તરીકે ઘણે ઠેકાણે ગુજરાતીમાં વપરાય છે ને તેનો અર્થ લોકો, વર્ગ, એવો થાય છે; દૃષ્ટાંત તરીકે ગુરુજન, કવિજન, દુઃખીજન વગેરે.

કારજ—( સં.कार्य ) કામ, કાર્ય.

મહિસ્થલ—( સં.માહ પૃથ્વી+સ્થલ જગ્યા. ) પૃથ્વી ઉપર.

મહિમા—(સં મોટાઈ આબરૂ; કીર્તિ.

વાધશે—( સં वृध्—वर्ध-વધવુ ) વધશે, વિસ્તાર પામશે.

મુક હરિ- હે હરિ, તું મારો હાથ પકડ ને જેને માટે જીદ કરે છે તે તારી જીદ છોડી દે.

ઘટઘટ—ગળામાં પાણી કે પ્રવાહી ઉતરતા જે અવાજ થાય છે તેનું અનુકરણ; સપટાબંધ.

૧૪. જુગઅંતે-આ યુગની આખરે.

રતી—જરા પણ.

અપત્ય—(સં.) અધર્મ; પાપી.

ભૈરવ—શિવના ગણ.

ભક્ષસે—(સં. भक्ष ખાવું.) ખાશે; જમશે; સંતોષાશે.

૧૫. ગ્રાસ-(સં.) કોળીઆ.

ત્રણ યુગે-કૃત્ કે સત્ય; દ્વાપરને ત્રેતા એ ત્રણ યુગમાં.

પરઠ્યો-નક્કી કર્યો; કબૂલ કર્યો.

કમલાકંથ-(સં. कमळा+कंथ-ધણી.)પાર્વતિના પતિ; શ્રી કૃષ્ણ ભગવાન.

૧૬. વાચા દીધી-વચન આપ્યું, બોલ આપ્યો.

જાદવાસ્થળી-આ યુગને અંતે યાદવોનો નાશ થયો હતો તે.

૧૭. કોટિ-કરોડ.

વૈકુંઠ દેવતા-સ્વર્ગના દેવો.

ઉગારી રાખીયા-બચાવ્યા.

ખપ્પર નાખીયા-જોગણીના પ્યાલામાં નાખ્યા; નાશ કર્યો.

૧૮. જવાલા-નીલધ્વજની સ્ત્રી; એ શક્તિનો અવતાર હતો.

પ્રેરી-ઉશ્કેરી.

ગંગ અંગ-ગંગા પણ ઉમિયાનો અવતાર હતો.

દ્રુપદતનયા-દ્રુપદ રાજાની દીકરી; દ્રૌપદી.

૨૦. પરઠણ-કબુલાત.

ઉગારે-ઉગાર્યો; બચાવ્યો.

મૃત્યુજીવ-જન્મ અને મરણ એ બન્ને શ્રી કૃષ્ણ ભગવાનના હાથમાં છે; એમને લીધે જ થાય છે.

૨૧. શક્તિપાઠ- ચંડીપાઠ.

પ્રાજે થાય-મટી જાય, નાશ થાય.

૨૩. સાદ પડાવ્યો-પડો વગડાવ્યો.

અર્જુણ આણ-અર્જુનના સમ.

૨૪. વેધુંવેધ-વિધિ પ્રમાણે, જુદી જુદી રીતે વિંધી નાખું.

૨૫. એક પેર-એક રીતે.

સુસવતું-સસવાટા મારતું.

સાગરની લહેર-દરીઆની છોળની લહરીઓ સુસવાટા મારે છે તેમ -સુસવાટા મારતું.

૨૬ જાય નહિ કહ્યું–વર્ણન કરી શકાય એમ નથી.

આરોપ થયું–સ્થપાયું. ચઢાવ્યું.

અન્યોઅન્ય અથડાયા અણી–સામસામા લશ્કરનાં હથિયારો એક બીજાની સાથે અથડાયાં એટલે તુમૂલ યુદ્ધ થયું.

૨૭ વિદ્યાકરી–વિદ્યા વાપરીને.

પોષ્યાં–( સં. पुष्-પોષવું. ) નાખ્યાં.

ભુજબલભરી–પોતાના હાથમાં જેટલું બળ હતું તેટલા પૂરેપૂરા બળથી.

૨૮ ભડ–શુરવીર યોદ્ધા.

અંધાકૂપ–અંધારા કૂવામાં પડયા.

૨૯ ભેદ- છલકપટથી; યુક્તિ પ્રયુક્તિથી.

૩૦ ભૂમિ શૈય્યા–પૃથ્વીરૂપી પથારી.

૩૧ અર્ધચંદ્ર-એ નામનું હથિયાર; શસ્ત્ર.

તવ–ત્યારે.

૩૩ ધરણી- ધરતી, પૃથ્વી. કીધું પાત–પાડયું; માર્યું.

વરત્યો ઉત્પાત–ઓચિંતું દુઃખ માથે આવી પડયું.

૩૪ અનંત–( સં. अन्–નહિ + अंत–છેડો.) પુષ્કળ.

ઉધો–ઉગ્યો.

હવી–હો ધાતુનો ભૂતકાળ; થઇ.

કડવું ૭ મું. ૧ નિર્વાણ–જરૂર; ખચીત; નક્કી.

ઘટમાં–( स ) શરીરમાં.

૨ રણરોળ– લડાઇમાં રોળાયા, માર્યા ગયાં.

રેણુ–( स. ) રેતી; રજ.

રાતીચોળ-લોહીથી ખરડાયેલી હોવાને લીધે લાલ રંગની.

૩ લોથ–મડદું; શબ; લાસ.

વાળ્યો સોથ–ઘાણ કાઢયો; નાશ કર્યો.

૪ પડ્યા ઉપર–મરી ગયેલા ઉપર.

હત્યારો–નાશ કરાવનારો.

૫. સુભટ–( सं. ) શૂરવીર યોદ્ધાઓ.

શામા–( स. )–સ્ત્રી.

અરગજા–એક જાતનો સુગંધીદાર પદાર્થ.

૬. મુગટમણિ–( स. मुकुटमणि ) માથાનો મુગટ.

કર્ણ–( स. ) કાન.

પંચફણી–પાંચફણાવાળા નાગ.

ધર્ણ=ધરણી, જમીન.

આ છેલ્લો ઠામ–આ મૃત્યુનું સ્થળ; મોતની જગ્યા.

૭. શોક ધરી–દીલગીર થઇને.

પેર–હકીકત.

૮. કુશળ–હેમખેમ ઉગરો–બચ્યો; મરતા બચ્યો.

૯. અપરાધ=( सं ) વાંક; ગુન્હો.

પવનકુંવર–ભીમ. કુંતાજીને પુત્રોત્પત્તિને માટે જે મંત્રો ઋષિએ આપ્યા હતા તેમાંના વાયુના મંત્રથી ઉત્પન્ન થયેલો પુત્ર તે ભીમ ને તેથી તે વાયુ-પુત્ર કહેવાય છે.

૧૦. સહદેવ સંદેહ સાભળો–સહદેવ જોષી હતા ને ત્રિકાળજ્ઞાની હતા તેથી આવું અનાહૂત શામાટે થયું તે બાબતની હકીકત તેનાથી સાભળો.

સતી નાર–દ્રૌપદી.

સાર–સારવાર; બરદાસ્ત; ચાકરી.

બોલ ના ગણો–બોલ્યા બોલ–વચનો મનમાં રાખશો નહિ; લેખવશો નહિ.

૧૧. પવનવેગ–પવન જેવા વેગવાળા, ઝડપી.

પંખેરૂ–પાંખાળા; ઉડતા જાય એવા.

જોડ–ઘોડાની જોડી.

બેસે ખોડ–ખામી આવે, કલંક ચઢે.

કરને જાણ–ખબર આપ, હકીકતથી વાકેફ કર.

ચતુરસુજાણ–ડાહ્યો, સમજુક.

૧૨. સમે–સમયે; વખતસર.

પોંતા થાય-આવી શકે; પહોંચી શકે.

વઢી–બળવાન. જબરી.

દડવઢી–દોડતો દોડતો જઇ.

૧૩. મનજોતાં–મનમાં વિચાર કરતાં.

ખરૂં–નક્કી, ખચીત, ખરેખર.

સંચલ–( સં. ) કંપારી, પ્રરણા, જ્ઞાન; અગમચેતી.

સંશય–( સં .) સંકટ ભય.

લહ્યો–જાણ્યો કે સમજ્યો.

૧૪. રાહ–રાહુ. આપણા શાસ્ત્ર પ્રમાણે રાહુ નવગ્રહમાંનો એક ગ્રહ છે, પરંતુ ખરેખરૂં જોતા પૃથ્વી અને ચંદ્ર ફરતા ફરતાં એક બીજાં સૂર્યની આડાં આવી જાય ત્યારે ગ્રહણ થાય તે વખતે કક્ષાઓ ા સંગમસ્થાનનું આરોહ બિંદુ તે રાહુ છે. આપણાં પુરાણોની કથા પ્રમાણે રાહુ રાક્ષસ હતો. જે વખતે અમૃત દેવોને આપવામાં આવ્યું ત્યા તે વેશ બદલીને સાથે બેસી ગયો. અમૃત થોડું ઘણું ગળે ઉતર્યું તેટલામા સૂર્ય અને ચદ્ર એ બંએ તેને ઓળખી કાઢયો ને વિષ્ણુને એ વાત જણાવી દીધી એટલે વિષ્ણુ ભગવાને તેનુ માથું ઉરાડી દીધું. તેને ગળે થોડું ઘણું અમૃત તર્યું હતું એટલે તેનું માથું અમર થયું. આથી રાહુએ સૂર્ય અને ચંદ્ર એ બેનું વેર લેવાનો નિશ્ચય કર્યો ને એ વેર તે ગ્રહણ.

મારૂત–પવન; વાયુ

૧૬. પરીઆ ઘરડાં વરડાં; પૂર્વજ.

છેલ્લો થાઉં.–બધા મરી ગયા પછી હું મરૂં તો ક્ષત્રિઓમાં મારી આબરૂ વધે.

સાખ–આબરૂ, કીર્તિ

ઇંદ્રપુત્ર–કુંતાને અપાલા મંત્રોમાંના ઇંદ્રના મંત્રથી ઉત્પન્ન થયેલો માટે ઇંદ્રપુત્ર, અર્જુન.

૧૭ માતુલ–મોસાળ; માતૃપક્ષ.

નવકુળ નાગ–નાગ દેવતામાં નવકૂળ છે ને તે નીચે પ્રમાણે છે; અનંત, વાસુકી, શેષ, પદ્મનાભ, કંબલ, શંખમાલ, ધ્રુતરાષ્ટ્ર. તક્ષક ને કાલીય.

૧૯. અભિનવી–નવી જાતની, આશ્ચર્ય પમાડે એવી.

જ્યોત–વીજળી: દીવો.

ઝબકે જ્યોત–જે રત્નો જડેલાં હતાં તે દીવાની માફક અથવા વીજળીની પેઠે પ્રકાશતાં હતાં.

૨૦ સોહે–સોદે; સુવાસ આપતા હતાં.

મુખમુદ્રા=મ્હોડાનો ચ્હેરો.

ઉગતે ભાણુ–સૂર્ય ઉગે છે તે તખતે જેવો ધવલ ને પ્રકાશિત હોય છે તેવો તેનો મ્હોનો ચહેરો હતો.

કરાણુ-કર્ણ.

૨૧. ચમકે રજની ઘન વીજળી–વરસાદનાં વાદળાંઓમાં જે પ્રમાણે વીજળી ચમકારા કરતી હતી તેવી રીતે એનાં આયુધોથી રાત્રી પ્રકાશિત થતી હતી.

૨૨. સખા–મિત્ર; સાથી.

કડવું. ૮ મું. ૧. સહિતા–સાથે.

૨. રણુ–લડાઇનું મેદાન.

વિકરાળ–( સં. ) બીહામણું.

૩. હેતારથ–હેતપ્રીતવાળો, વહાલો; હેતુ કે ઇચ્છા પાર પાડનારો. બિરદ–ટેકી; પ્રતિજ્ઞા પાળવાવાળો; પણવાળો.

૫. માર્જના–(સં.) બાણનો અવાજ. બભ્રૂવાહનના શરીરમા એ અવાજ પેઠો.

૬ પાર–( સં. ) સંપૂર્ણ; પૂરેપૂરો.

ભલકો–( સં મલ્લ–બાણ ). ભાલો: અવાજ રૂપી ભાલો. સરખાવો.

'કાળજહું કોરાયે વચનને ભળકે' દયારામ.

પાર ભલકો-પણછનો અવાજ હૃદયના ભીતરમાં ઉતરી ગયો એટલે કે તેનું હૃદય એ અવાજથી ધબક્યું, ને તે ગભરાયો.

બળધરી-બળથી.

૭. બાણવૃષ્ટિ ( સ ) બાણરૂપી વરસાદ.

ઘનધાર-( સં. ) વરસાદની ધારા પેઠે.

સહાર-( સ. ) નાશ.

૮. વળગ્યો ભલો-સારી રીતે યુદ્ધ કરવા લાગ્યો.

સંબંધ કોઇ કોના ના લહ્યા-બેમાથી એકે જણે એક બીજાનું સગપણ ગણ્યું નહિ.

૯. વ્યોમતણા જન-આકાશમાંના દેવો, દેવતાઓ.

વિસ્મય મન-મનમાં આશ્ચર્ય પામવા લાગ્યા.

૧૧. વૃષ્ટિ વૃષ પર થઇ પાષાણું-વૃષકેતુ ઉપર પત્થરનો વરસાદ પડવા લાગ્યો.

૧૨. અવિલોક-(સં. अवलोक.) જોઇને; જોતા,

ફોકકીધા-મિથ્યા કર્યાં; બધ કર્યાં.

મંડે-વળગી રહે; યુદ્ધ કર્યા કરે; ડગ્યા વિના લડે.

૧૩. વૃષ-વૃષકેતુ.

અણી-બાણ.

રોમ રોમ (સં)-વાળે વાળ. શરીરનાં રૂવાટે રૂવાટા એટલે આખુ શરીર વીંધું નાખ્યું.

૧૪. શર સમેત-આખું બાણ, બાણ સુદ્ધાં.

આણે-આ.

૧૫. પુંખતા-પોષતા; મંત્ર ભણીને મારતાં.

૧૬. વિકરાળ-(સં. विकराल) બીહામણું.

૧૭; શિવનેત્ર-શિવની આંખો જેવા; શિવ હમેશા વિનાશક દેવ છે તેથી સંહાર કરનારાં; વિનાશક દૃષ્ટિવાળા.

સંખ્યા નવ રહ્યાં-ન ગણી શકાય એટલી સંખ્યાવાળા.

નવ-નહિ.

શરવૃષ્ટિ-બાણના વરસાદથી આખું આકાશ અંધકારવાળું થયું, ને જેવી રીતે મેરૂ પર્વત અચળ છે તેમ તે બાણ અચળ એટલે ડગે નહીં એવાં રહ્યાં.

૧૮. ગ્યો હડવડી–હબઅડ દોડતો ગયો.

૧૯. અર્ક-સૂર્ય.

અડવડયો; ભમ્યો.

૨૦. કલપંત–( મ ળ્પ ) નાશકર્યો: ફતેહમંદ થ ો.

૨૧. ભાણ–ભાનુ: સૂર્ય.

જાણ–જાણે.

૨૨. કુશલો આરોગ્ય; તનદુરસ્ત;

વદ્ધ થઇ–ઘરડા અને જુવાન એ એમાં ઘરડાએ લડાઇમાં પહેલા ઉતરવું જોઇએ પણ જુવાને નહિ પરંતુ અહીં વૃષકેત જુવાન હતો તે છતાં તેને પહેલા લડવા મોકલ્યો એજ વૃદ્ધની અજ્ઞાનતા.

૨૩ સુખધાર–સુખ ભોગવવાની ધા·ણા ધર–સુખી થા.

શુદ્રને–અણુવાહન ·.

૨૪. ઘરડા થયા–સાઠી બુદ્ધિ નાઠી એ કહેવત પ્રમાણે તમે વૃદ્ધ થયા છો એટલે તમારી અકુલ જતી રહી છે એમ કહી વૃષકેત અર્જુનને ઠપકો આપેછે.

૨૫ * સેના સામાન–લશ્કર અને તેનો અસબાબ એની પાસે સેના એટલે એવો અર્થ લઇએ તો તે ને આયુધો બળવ ન ને સાગં છે એટલે કે યુદ્ધકળામાં એ પ્રવીણ છે ને યુદ્ધશાસ્ત્રના નિયમ પ્રમાણે તે લડે છે. અથવા સેના એટલે લશ્કર એવો અર્થ કરીએ તો એના લશ્કરમાં માણસો તથા આયુધો સારી સંખ્યામાં છે ને તે અપત્ય એટલે ધર્મ વિરૂદ્ધ યુધ્ધ કરતો નથી ને એકલો લડે છે.

૨૭ ધીર–ગંભીર.

૨ . આકાતૂર–આકડાના ઝાડના દોડામાથી નીકળતાં રૂના જેવાં પુષ્પની પેઠે એ દોડા પાકીને ફાટે છે ત્યાં ત્યારે તેમાંથી તૂરો ઉડી ઉંચે આકાશમાં ઉડતા રહે છે.

આકડાના તૂરની માફક ઉડવું–નાશ થ ા.

અરૂ ·–સૂર્ય.

૨૯. બહેબાકળો–ગભરાયલો. આકુલવ્યાકુલ.

---

* સરખાવો કવચ, કુંડળ, સેના, ટો ·, લોચન રાતડાં મનમાં કોપ.–પ્રેમાનંદ

૩૦ કીધી હડી–જોશભેર દોડયો.

૩૧ સુંઢયો–સોંઢયો; ધસ્યો.

૩૪. ધીકે રંગ–બાણ જે મંત્રથી હતું તેના બળથી તેજ મારતું હતું.

શીર પડયું–માથું ઉડાવી દીધું. માથું અર્જુનના ખોળ મા જઇને પડયું.

૩૫. કોકાકરા–આલિંગન દીધું. કરા–કર્યાના અર્થમા.

ધરા–( સં. ) પૃથ્વી–અર્જુને પોતાના હાથ જમીન ઉપર પછાડયા. પોતાના કાર્યમા કોઇપણ ઉપાયે સફળ ન થવાય ત્યારે દિલગીરી ને અતિશય મનની દુઃખિત લાગણીથી મનુષ્યો પોતાના હાથ જમીન ઉપર પછાડે છે તે લક્ષીને. અર્જુન પણ મનુષ્યય હતો એટલે કુદરતી રીતે સાધારણ માણસોની સ્થિતિ એવા સંજોગોમા થાય છે તેવી અર્જુનની સ્થિતિ થઇ હતી.

દા–દાહ; દુઃખની લાગણી; મનની બળતરા.

હાથે–જાતે, પુત્રના મરણનું કારણ પોતે જ હતું એમ અર્જુન માને છે; લડાઇમાં પોતે ઉતરવાને બદલે વૃષકેતને પહેલો જવા દીધો તે જ કારણ. મોત પોતાને માથે ભમતું હતું એટલે તે પોતે પહોનો ગયો હોત તો વૃષકેત બચી જાત એવા વિચારથી પોતે જ મૃત્યુનુ કારણ છે એમ તે માને છે.

૩૬. શોચના–શોક, દિલગીરી.

સબળી–ઘણી.

જ્ઞાનવિચાર્યું–અર્જુનને જ્ઞાન થયું ને તેથી તેના મનમાં વિચાર આવ્યો.

અંતકાળ–મરણ; મૃત્યુ.

૩૭. જોજે શુદ્રતણા–અર્જુને બભ્રુવાહનને શુદ્ર કહીને તરછોડયો હતો એટલે બભ્રુવાહન તે જ શબ્દથી અર્જુનને મેણું મારે છે ને કહે છે કે શુદ્ર કેવું પરાક્રમ કરી બતાવે છે તે હવે તું અનુભવજે ને તેનો સ્વાદ ચાખજે.

કડવું ૯ સું.

૧. ચાપ–ધનુષ્ય. ગાજેવ– ( સ. ગાંડિવ. ) અગ્નિદેવને અર્જુને ખાંડવ

વન બાળવામાં સહાયતા આપી હતી તેના બદલામાં અગ્નિદેવે તેને પોતાનું ગાંડિવ નામનું ધનુષ્ય ભેટ આપ્યું હતું.

૨. લંપટતણા–વ્યભીચારી સ્ત્રીને પેટે જન્મેલા.

૩. દાઝ–રીસ; વેર.

રૂપાસ્ત્ર –એ નામનું બાણ.

તું કેટલા માત્ર-તારૂં ગજું કેટલું ? તું શા હીસાબમાં ?

૪. અસ્તિક (સ.) એક ઋષિનું નામ છે. એણે જનમેજયના યગ્ન વખતે વચ્ચે પડી નાગ લોકને એ યગ્નમાં બાળી નાખતા બચાવ્યા હતા. તેથી નાગદેવના ગુરુ.

આપ્યુંતુ–આપ્યું હતું.

૫. પાણ-(सं. पाणि )હાથ.

૬. જોજન સોળ તણી–સોળ યોજન જેવડી લાંબી. ( યોજન–આઠ અથવા નવ માઇલ જેટલુ અંતર. ) એટલે ૧૪૪ માઇલ લાંબી.

આકુળ થયું–ગભરાયું.

૭. પર્વત પૂર્વે.-ઇંદ્રે પોતાના આયુધ વજ્ર વતી પર્વતની બાજુઓ ( પાંખો ) કાપી નાખી તેના ચૂરા કરી દીધા હતા તે લક્ષીને.

પ્રલયકાળ થયો–નાશવંત થયો નાશ પામ્યો.

૯. જમાસ્ત્ર–યમે આપેલું જમીસ્તર નામનું બાણ.

હેલામાહે–ક્ષણવારમા. જોત જોતામાં.

હંસ–પ્રાણ.

દારૂણ–વિકરાળ; બીહામણું.

દૈવત–( સં ) સઘળા દેવો ભેગા; બળ.

૧૦. અંતક–(સં)નાશ કરનારૂં; અંત-મૃત્યુ–લાવનારૂં.

હોલાઇ ગયું–અગ્નિ ઉપર પાણી પડયાથી દૈવતા હોલવાઇ જાય છે એટલે કે તેનું બાળવાનું બળ નાશ થાય છે તેમ એ અંતક બળ નિર્બળ થયું.

૧૧. સિદ્ધ–(સં.) નિષ્ફળ ન થાય એવાં.

પાછાં ફરે-નિષ્ફળ થાય.

૧૨. દુર્મતિ-(દુઃ ખરાબ+મતિ બુદ્ધિ) દુર્બુદ્ધિ.

ભીષ્મ-શંતનુના ગંગાથી ઉત્પન્ન થયેલા પુત્રોમાંનો એક પુત્ર. એનું નામ દેવવૃત્ત હતું, પણ તે ભીષ્મને નામે ઓળખાય છે કારણ કે શંતનુ રાજા સત્યવતીને પરણ્યા તે વેળાએ તેણે રાજ્ય ઉપરથી પોતાનો હક્ક ઉઠાવી લેવાની તથા સદાકાળ બ્રહ્મચારી રહેવાની ભયંકર ( ભીષ્મ ) પ્રતિજ્ઞા લીધી હતી. એટલે તે ભીષ્મના નામથી ઓળખાય છે. તે સદાચારી ને સત્યવાદી હતા. કૌરવોના પક્ષમાં રહેતા હતા, ને મહાભારતની લડાઇમાં કૌરવોના પક્ષમાં જ રહી પાંડવો સામે લડયા હતા. તેણે પહેલા દસ દિવસ સુધી યુદ્ધ કર્યું હતું અને પછી કૃષ્ણે શિખંડીને લડાઇને મોખરે કરી એટલે ભીષ્મે પોતાનાં હથિયાર છોડી દીધાં, કારણ શિખંડી સ્ત્રી હતી. આ વખતે અર્જુનના બાણુથી ભીષ્મ પડયા હતા.

દ્રોણ-દ્રોણાચાર્ય. એ પાંડવ કૌરવના ગુરુ હતા ને એણે તેમને અસ્ત્ર-શસ્ત્રવિદ્યા શીખવી હતી. એમના પિતાનું નામ ભારદ્વાજ ઋષિ હતું. પરશુ-રામ પાસેથી વિદ્યા તે શીખ્યા હતા. એણે મહાભારતના યુદ્ધ વેળા ભીષ્મના દેહાંત પછી પાચ દિવસ સુધી લશ્કરનું ઉપરી પણું લીધું હતું, પણ છેવટે અશ્વત્થામા નામનો હાથી મર્યો ત્યારે અશ્વત્થામા જે એનો એકનો એક પુત્ર થતો હતો તે મર્યો એમ સાંભળ્યાથી ઘણો દિલગીર થઇ પડયો હતો એવામાં આ સ્થિતિનો લાગ સાધી એના દુશ્મન ધ્રુષ્ટધુમ્ને બાણ મારી તેનું માથું ઉરાડી દીધું હતું.

કૃપ-કૃપાચાર્ય. એના પિતા સરદ્વત હતા ને એ અશ્વત્થામાનો મામો થતો હતો. એ કૌરવ પક્ષે લડયો હતો. એને લડાઇને અંતે પાંડવોએ રહેવાને માટે આશ્રમ આપ્યો હતો. સાત ચિરંજીવીઓમાંનો તે એક છે. એ આચાર્ય હતો ને બાણુવળીમાં ઘણો કુશળ હતો.

૧૪. પાતક-પાપ.

સમર-(સં. સ્મર્) યાદ કર; સંભાર.

*

સારંગપાણી ( સં. ) જેના હાથમાં સારંગ નામનું આયુધ છે એવા શ્રી કૃષ્ણ ભગવાન.

સત્ય—જે સારંગપાણી સત્ય છે ને બીજું બધું મિથ્યા છે તે; અથવા હું તને સત્ય એટલે સાચું કહું છું તે.

મૃત્ય–( સં. મૃત્યુ ) મોત.

૧૫. અર્જુનને મના—પોતાને વ્યભિચારી સ્ત્રીનો પુત્ર શું કરી શકવાનો હતો એવું અભિમાન અર્જુનને હતું.

૧૬. ભાવિ પદારથ છે હોનાર—નશીબમા જે લખેલું હોય તેજ થવાનું છે. તે મિથ્યા થઇ શકતું નથી તેથી એણે અભિમાનમાં ને અભિમાનમાં હરિને પણ પાસે બોલાવ્યા નહિ.

૧૭. લેખે—હિસાબમાં.

લેખે ના ગણ્યું—ગણત્રીમાં લીધુંજ નહિ; તેણે લેખવ્યું નહિ.

૧૮. ચાપતણે ચોલે—બાણ મંત્રીને પણછ ઉપર ચઢાવ્યું.

ચોલ–( સં.ચુલ ચઢાવવું ).

૧૯. કુર્મ—કાચબો.

૨૦. ક્રીશ (સં.) નગ્ન, નાગી; ઉઘાડી.

૨૧. જગ્ન દીપ—યજ્ઞનો અખંડ દીવો.

લય પામીઓ-હોલવાઈ ગયો.

કડવું દસમું–૧ અર્જુનનંદનસુતતન—જનમેજય રાજા; અર્જુન-નંદન એટલે અર્જુનનો પુત્ર અભિમન્યુ ને એ અભિમન્યુનો સુત તે પરીક્ષિત અને એનો તન એટલે પુત્ર તે જનમેજય.

૩. જે સ્વપ્નાંતર કુંતાને થયું–કુંતાજીને જે સ્વપ્ન આવ્યું હતું તેવું અર્જુનને માથે સંકટ આવ્યા બાબતનું કારણ બનેલું હોવું જોઇએ.

સાર—મદદ.

૪. વહાર—મદદ; સહાયતા.

શિદ—શા માટે

કલ્પોમન-મનમાં કલ્પાંત કરો છો ?

૫. કાયર-હીચકારો, બાયલો, શુરવીરને ન છાજે એવો.

૬. ખેલ થયો-વાત બની.

છેદ્યાં થકાં-કપાતાંની સાથેજ; લાગલાંજ.

જપે જુગદીશશ્રી-કૃષ્ણ ભગવાનના નામનો જપ કરવા લાગ્યાં; તેનું રટન રવા કરવા લાગ્યા.

વ્યાસ-પરાશર મુનિના પુત્ર. એ કૃષ્ણ દ્વૈપાયન કહેવાય છે. એણે વેદની ગોઠવણ કરી અને તેને જુદા પાડી આપ્યા છે માટે તે વેદ વ્યાસ પણ કહેવાય છે. કૃષ્ણના એક અવતાર રૂપ પણ તે મનાય છે. એણે અષ્ટાદશ પુરાણ, મહાભારત, ભાગવત, વેદાંત ગ્રંથો રચ્યા છે. એ સત્યવાદી ત્રિકાળ જ્ઞાની તથા ચિરંજીવી છે.

૭. સરવા; તીક્ષ્ણ; ભારે; મોટા અવાજવાળા.

દુંદુભી-નગારાં.

નભી-( સં. નભ. ) આકાશમાં.

૮. શે-શામાટે.

૯. સ્વામી જીત્યા-પોતાનો ધણી જીત્યો એ સારું થયું, પરંતુ એ વાત ઘણી અઘટિત—અયોગ્ય બની છે.

૧૦ અર્જુન દેહ-અર્જુન અને શ્રીકૃષ્ણ ભગવાન એ બે નર અને નારાયણના અવતાર હતા એટલે અર્જુનનું શરીર એ હરિનું જ શરીર છે ને તે અનંત છે એટલે તે નાશવંત નથી.

ઋષિનાધીશ-મુખ્ય ઋષિ; અત્રે જૈમિનિ.

૧૧. કાલાંતર-કાળે; વખતે.

૧૨. ત્રેતાયુગની આખરે એવી હકીકત બની છે ને તે રામની સામે એના પુત્રો લવ અને કુશ લડયા હતા ને તેમાં રામ પડયા હતા.

કડવું ૧૧ મું. ધરજેમન-ધ્યાનમાં રાખજે.

બાણ થઇ-બાણરૂપે અવતરી.

નરાધીશ-( સં નર-માણસ અધીશ ઉપરી. ) મોટા દેવ; રાજા.

મહિમા-મોટાઇ; આબરૂ; કીર્તિ.

૪. રણવદી-રણમાં.

રૂધિર વહે- જેવી રીતે નદી ખળખળ અવાજ કરતી વહેતી હોય તે પ્રમાણે લોહી વહેતું હતું.

૫. ગજ-હાથી.

ઘોરે ઘણા ઘાય-જીતને લીધે આનંદમાં આવી ગયેલા હોવાથી નોબત ઉપર જોરથી હાથ પડતા હતા ને તેથી તેનો અવાજ બહુ થતો હતો.

સહી-નક્કી; જરૂર.

૬. અપરમાતા-ઓરમાન મા.

ઉલુપિ-એ પણ નાગકન્યા હતી તથા અર્જુનની સ્ત્રી હતી. એનાથી તેને ઇરાવક નામનો પુત્ર થયો હતો.

કનકપાત્ર-સોનાનું વાસણ.

સાજ-સામગ્રી.

૭. કામિનિ-( સં. ) સ્ત્રી.

૮. મુન્યરહી-મુગી થઇ. બોલતી બંધ પડી.

૧૧. ઉપમાન-અપમાન.

ઉપવાદ-અપવાદ; કલંક.

૧૨. કર્યાં નિપાત-માર્યા.

માન-મમત.

૧૩. અંશ શુદ્રથી-શુદ્રનો અંશ છે એવું કલંક માથે હોઢીને આ ધરતી ઉપર ફરવા કરતાં તારે માથે એણે જે કલંક મૂક્યું હતું તે કલંક ખોટું હતું એવું યુદ્ધથી મેં સાબીત કરી આપ્યું.

૧૪. રેત-વીર્ય. અર્જુનના વીર્યથી જ બભ્રુવાહન ઉત્પન્ન થયેલો છે, એમ બધા લોકો કહેશે.

૧૫. ઘાતી-હત્યારો; મારનારો.

૧૬. પ્રૌઢા–મોટા; ભારે. બાપને માર્યો એવી માથે પાપના પોટલાની આ૫રૂ તો મળી.

ભાષા ભણનાર–ભાટ ચારણો.

જશ ભાંખે–કીર્તિ ગાય.

૧૭. નર્કમાં નહી તારો ઠામ–સ્વર્ગમા તો એવા કર્મથી તને સ્થાન મળે એમ નથી, પણ નર્કમાં પણ તને સ્થાન મળી શકે એમ નથી.

બોલ–વચન; મેણાં.

વિધિ–પ્રકારે, રીતે.

૧૮. જુદ્ધ તણો જશ–યુદ્ધ તું જીત્યો તેની કીર્તિ તો પાણી જેમ વહી જાય છે તેમ વહી ગઇ ને લોકોએ જે અપરાધ માથે ચઢાવ્યો તેથી તું અપરાધી ગણાયો.

લહ્યો–જાણી લીધો.

૧૯. કબંધ–માથાવિનાનું શરીર.

૨૦. સાખ–સાક્ષી.

૨૧. વાણ–વાણિ; બોલ; વચન.

એધાણ–નિશાની.

૨૨. સૂકે ઉતારો શણગાર–સૂકાઇ ગયાં હોય તો પછી વિધવા થયાથી સૌભાગ્યના શણગાર શરીર ઉપરથી ઉતારી નાખો.

૨૩. ચક્ષ–ચક્ષુ.

આંખે–નજરે.

૨૪. પાડી પીટણી–છાતી કુટી રોવા લાગી.

૨૫ રહે ટકી–ખામોશ રાખ; ધીરજ રાખ; અટકી રહે.

કડવું ૧૨ મું ૨. કારણ ભણે–કારણ કહે.

સજીવનમણિ-જે મણિ બતાવ્યાથી મરેલું પ્રાણી પાછું જીવતું થાય એવા ગુણવાળું મણિ.

૩. સદ્ય.–તુરતજ.

સુતા.– (સં) પુત્રી; દીકરી.

૪. તત્કાળ (સં) તરતજ; તે જ વખત.

રળિયાત્ય થયો-રાજી થયો; ખુશી થયો; આનંદ પામ્યો.

સાથ-સંઘાત.

વડવા-માનો બાપ.

એબુદ્ધે- ( સં બુદ્ધિ ) એ વિચારે-એવી બુદ્ધિથી.

૬. મર્ત્યલોક.-મૃત્યુલોક; જેને જન્મ અને મરણ છે એવા પૃથ્વી ઉપરના લોકો.

ન આપે હાથ-હાથમાં સોંપે નહિ.

પુંડરિક-નાગ કુળમાંના એક કુળનો નાગ.

સાંભળીએ રીત-જે પ્રકારે આપણું કામ થાય તે પ્રકારે તમને કહું તે તમે સાંભળો.

૮. કયાથી હાથ-કયાથી હાથ આવ્યો; કયાંથી મળ્યો.

૯. ભુજંગ- ( સં ) નાગ.

મન સાથે-મનની ઇચ્છા પ્રમાણે.

૧૧. જગન્નાથ-( સં જગત્+નાથ ધણી ) પરમેશ્વર; કૃષ્ણભગવાન.

જંત્ર-યુક્તિ; ઉપાય.

કેને-કોઇને.

૧૪. જવાલા-(સં) ઝાળ.

પ્રચંડ-ભારે,ઘણી જબરી.

ફૂંકેથી-ફુંફાડાથી;

શેષશાઇ-સર્વ સૃષ્ટિ જળમય થઇ રહે છે ત્યારે નારાયણ શેષનાગ ઉપર શયન કરે છે ને લક્ષ્મી પગ ચાંપે છે. જગત્ ઉત્પન્ન કરવાની તેની ઇચ્છા થાય છે ત્યારે તેના નાભિકમળમાથી બ્રહ્મા ઉત્પન્ન થાય છે. આદિ દેવ, નારાયણ.

૧૫. કળે-યુકતિએ.

બગડેબેહુ ઠામ-બળ કરવાથી મણિ ન આવે તો અર્જુનને જીવતો કરી

શકાય નહિ એટલે આપણો અહીંનો અને બળ કરવાને લીધે મોસાળના સંબંધનો એમ બન્ને પ્રકારે આપણો અર્થ બગડે છે.

બબ્રુ બોલ.–બભ્રુવાહન પોતે બોલેલા બોલ ગળી ગયો.

૧૬. કદાચિત્ કહેશે મુખ નકાર–વખતે ના પાડે; ના કહે.

જનુનિ નહિ.–માની આબરૂ રહે નહિ; માનો ભારબોજ જતો રહે.

૧૭. સાચું ચિત્ત ધર્યું–ખરેખરો વિચાર કર્યો.

એકેમન–એકે દીલે; અંતઃકરણ પૂર્વક.

૧૮. અણલહે–ઓચિંતા; અજાણતાં.

૨૦. જનક-પિતા.

૨૧. હેવાતન–સૌભાગ્ય.

પુન્ય પળે–પુન્યનું કામ થાય.

નીકર–નહિતો.

૨૩. સોય–તે.

૨૪. વિષધર–સાપ; નાગ; પુંડરિક.

ધરણીધર–પૃથ્વીને ધરનાર; શેષનાગ.

૨૫. આભૂષણ–શણગાર.

ફણીદેવ–ફણાધારી; શેષનાગ.

કડવું ૧૩ સું. ૩. અહિપતિ–(સં) નાગનો રાજા; શેષનાગ. આક્રંદ કરી અવનિપડે રડીકકલીને જમીન ઉપર પડતું નાખે છે.

૫. શુભ સહુ મળે–બધું સારું કલ્યાણકારક થાય.

૮. પાતાળીનાથ–પાતાળનો ધણી; શેષ નાગ.

દેવાધિદેવ–દેવો તથા અધિદેવો.

ગંગેવ–ગંગાના પુત્ર; ભીષ્મ પિતામહ.

૯. બળી–બળવાન; જબરી.

માન મૂક્યાં–નમ્યા; પોતાનું અભિમાન ઉતરી ગયું.

જમરાણ–યમ રાજા જેવો બળવાન.

અશ્વત્થામા—દ્રોણના પુત્ર એ ચિરંજીવી છે એ વેદ શાસ્ત્રની સાથે ધનુર્વિદ્યા ભણ્યા હતા.

જયદ્રથ—સિંધુ રાજાનો પુત્ર; એ દુર્યોધનની બેન દુ શીલા સાથે પરણ્યો હતો. દ્રૌપદીનું હરણ કર્યું હતું ને એને તે અદ્વૈત વનમાં લઇ ગયો હતો. પાંડવોએ તેની પાછળ પડી તેને પકડયો હતો. પણ યુધિષ્ઠિરે તેને માફી આપી હતી. મહાભારતની લડાઇ દરમ્યાન ચક્રવ્યુહમાં અર્જુનના પુત્ર અભિમન્યુને તેણે માર્યો હતો. એ પછી અર્જુને તેને માર્યો હતો.

૧૦ દળ્યો—માર્યો.

૧૧ ખાંડવવન—એક સમયે અગ્નિએ બ્રાહ્મણને વેષે આવી અર્જુન કૃષ્ણ ની યાચના કરી કે મને ખાંડવવનના વનસ્પતિ ભક્ષ કરાવો એટલે મારો રોગ જાય. શ્વેતકેતુ રાજાએ ૨૪ વર્ષ સુધી અહોરાત્ર અખંડ યજ્ઞ કર્યા છે તેથી મને અજીરણ થયું છે. એ વન ઇંદ્રનું છે ને ત્યાં તેનો મિત્ર તક્ષક સહપરિવાર રહે છે. એથી અર્જુને ઇંદ્ર સાથે યુદ્ધ કર્યું ને અગ્નિને ખાંડવ વન ભક્ષ કરવાને સોંપી દીધું. આથી અગ્નિએ અર્જુનને ગાંડિવ ધનુષ્ય, અક્ષર ભાથા ને વિજય રથ એ આપ્યાં હતાં.

પરજાળ્યુ ( सं. प्रज्वल् ) બાળ્યું.

૧૨ અશ્વમેધ—યજ્ઞની અંદર અશ્વની આહુતિ આપવાનો જે યજ્ઞ તે. એ યજ્ઞ કરતાં પહેલાં દેશ દેશના રાજાઓને જીતવા જોઇએ.

૧૩ મહિસ્થલ—પૃથ્વી ઉપરના.

ખડગધાર—બાણાવળી; તરવારબાજ; લડવૈયા.

૧૪ ભડભૂપ—શસ્ત્ર વિદ્યા જુદી જુદી રીતે વાપરી લડતો હતો.

ધરી—( सं. धुरि ) આધાર; ગાડીનો આધાર જેમ ધરી ઉ૫૨ હોય અર્જુનની સેનાનો આધાર હંસધ્વજ અને નીલધ્વજ નહિ એવા.

૧૬. વિખવાદ—કજીયો; બોલાચાલી.

૧૯. વૃષકેતુ તે—વૃષકેતુ પડયો તેથી.

ખરખરો–શોક; દિલગીરી.

નેત્રેજળ ઝર્યાં–આંખમાં આંસુ આવ્યાં.

૨૦. બબ્રુ જોતાં–વિચાર કરતાં બભ્રુવાહને ઘણું અનર્થ કર્યું અથવા ઘણીજ બહાદૂરી બતાવી.

પાણી રાખ્યું–બાપદાદાનું નાક જાળવ્યું; ઘરડાવરડાની કીર્તી પોતાનું બળ બતાવીને જાળવી.

અકર્મકર્મ–ન કરવાનું કામ; અયોગ્ય, પાપી કર્મ.

૨૨. મારગ–માર્ગ; રસ્તો.

૨૪. પાતક–પાપ.

૨૫. બોલ્યા નાય–નકાર ભણ્યા; ના કહી.

૨૬. આયુ અવધે–આયુષ્ય પૂરું થયું માટે; આયુષ્યની દોરીની હદ, પૂરી થઇ એટલે તે મરી ગયો.

૨૭. શું પુત્રી આંહ–પુત્રી ચિત્રાંગદા અહીં આવે તોપણ તેમાં તેનું શું વળે ?

જશખોઇ–આબરૂ ખોઇ બેઆબરૂ થશે.

૨૮. હસારત–મશ્કરી; હસવા જેવું.

જોતાં -જોત જોતામાં; સહેજમાં.

૨૯. નિર્વાણ–જરૂર,

૩૦. વદન વિકાસી કરી રહેશો–મોહું ઉઘાડું કરીને રહેવું પડશે; નિરૂપાય થવાથી એ સ્થિતિ હોય છે.

સુખ પામે–સુખી થાય.

૩૧. એ થનારૂં–જે બનવા કાળ હતું તે બન્યું છે; હવે તેમાં ફેરફાર થઇ શકે એમ નથી.

૩૩. ફીકે મ્હોડે–ઉતરી ગયેલે ચહેરે; વ્હીલે મોએ.

કડવું ૧૪ સું ૧. નિરાશા–( સં. નિ નહિ+આશ–આશા )–નાશીપાસ; આશા રહિત.

વિવિધ (સં.) જુદી જુદી રીતે; ઘણો. વિલાપ-(સં.) શોકાતૂર; રડારોળ. ધણી મરી જવાથી સ્ત્રી પોતાની છાતી કુટીને તથા આગલી બધી વાતો તથા બહાદુરીનાં કામો સંભારી સંભારીને મોટેથી બોલતા ને રડતી ને એ પ્રમાણે અતિશય દિલગીરી લીધે ભરાઇ આવેલી છાતીનો ભાર ઓછો કરતી હાલમાં જોવામાં આવે છે તેને મળતોજ વિલાપ અર્જુનની સ્ત્રીઓનો હતો.

આ કડવાનો આગલો આગલો ભાગ કરૂણારસવાળો છે.

રીસાળ-રીસવાળો.

૨. અણલહી અબુદ્ધ વીખધરી છું.-હું અકકલવિનાની સાપેણ અજ્ઞાન છું.

પ્રોહાણા-( સં-પ્રાઘૂર્ણ ) મેહેમાન; પરોણો.

૩. પ્રોહમાં-જે કરાડમાં અમે રહેતાં તેમાં કોઇ ઊભીને નાહી શકતું ન હતું; નાહતાં જીવતું રહેતું ન હતું.

૪. નેટ-નકકી.

૫. સમુદ્ર સ્વામ-સમુદ્રના સ્વામિ એટલે ધણી; નરનારાયણના અવતારમાં અર્જુન નર અને નારાયણ એ સગુણ બ્રહ્મ. નારાયણનો વાસ ક્ષિરસાગરમાં હોય છે એટલે એ સંબંધે સમુદ્રનો સ્વામિ અર્જુન કહેવાય છે અથવા અર્જુને રાજસૂયે યજ્ઞ વખતે સમુદ્ર નામના રાજાને હરાવ્યો હતો તેથી તેનો ધણી એવો અર્થ પણ ઘટાવી શકાય.

અંતરજામ-( સં. અતર્યામિ )-હૃદય જાણનારો; પરમેશ્વર.

વૈરાટે ગૌપ્રતિપાળ-વિરાટ નગરમાં ગાયોનુ હરણ કરવાથી પાંડવો તેનું રક્ષણ કરવા બહાર પડશે ને એ રીતે તેઓ જાહેર થશે એવો વિચાર કરી ગાયોનું હરણ કર્યું હતું તે વેળા અર્જુને કૌરવોને હરાવી ગાયોનું રક્ષણ કર્યું હતું તે લક્ષીને.

૧૫. તિમિર-અંધકાર.

૧૬. સભી-સભા બોલાવી.

૧૭. પ્રભા-પ્રકાશ.

૧૮. ગહ્વરી-ઉંડી; અગાધ.

પટ વિસ્તાર; પહોળાઇ.

૧૯. ઠાઠરી—કરકટી; બાણનો તરાપો.

૨૦. કાળ—અબ્રુવાહન કાળરૂપ હોવાથી તે.

૨૧. કાળ—કાળીનાગ.

જન—અબ્રુવાહન.

૨૬. ખગ—ગરૂડ પક્ષી.

કડવું ૧૫ મું. સ્થાનક=પાતાળ એ સ્થાનકની આબરૂ જાળવવાને.

૨. મધુબાણ=જે બાણે કરી મધ મધ થઇ રહે તેવું બાણ.

૩. પિપિલિકાસ્ત્ર—જે બાણે કીડી ઉભરાઇ ચટકી ખાય તેવું બાણ.

કારણી=સુદ્ધાસર.

ચાળણી=કાણાં કાણાવાળા. ચાળવાની ચારણી જેવાં.

૫. વિધિ વણખૂટ=વગર મોતે.

૬. અ ગમી=અંગગમી=અંગ ઉપર લીધી. અહીં સુધી આવી પહોચ્યો; એટલે કે જીતી લીધી.

૧૨. કછલા=હલકાં; અયોગ્ય.

વંશઅહિવંશ—વંશના વંશ કે અહિવંશ એટલે નાગલોક.

છતી કરી—પોતાનો આબરૂ અહીં પ્રકટ કરી; કાર્તિ વધારી.

કડવું ૧૬ મું. ૨. ભાવ—રીત.

પરઠું પાપ—સંસારના ઉપભોગમા સર્વત્ર પાપ ફેલાવું; લડાઇ કરાવું.

૩. કામધજ ચડે-બાના તરીકે વાવટો ઉડાવું; રોપું; કામાંધ કરૂં.

કુવામાં પડે—છેતરાઇ પડ્યાથી મૃત્યુ પામે.

૭. કલો=વાસણ.

વૃત્રાસુર=ઇંદ્રે વિશ્વરૂપી પુરોહિતને માર્યો ત્યારે તેના પિતાએ ઇંદ્રને મારે એવો ત્રિશળ ખડ્ગ સહિત એ દૈત્ય ઉત્પન્ન કર્યો તે. તેની અને ઇંદ્રની વચ્ચે યુદ્ધ થયું.-ઇંદ્રે વજ્રવતી તેના હાથ કાપ્યા ત્યારે તે ઇંદ્રને ગળી ગયો. ઇંદ્ર તેની કુખ ફાડી બહાર નિકળ્યો ને ૧૦૦ વર્ષ સુધી યુદ્ધ કર્યું ત્યારે તે મરાયો.

૨૬. વૃદ્ધવિવસ્ત-જેની આટલી ચડતી થઇ તેની પડતી જોઇને.

કડવું ૧૭ મું—સમો-વખત; સમય.

૫. અણલેહે-અજ્ઞાનતામાં, અણજાણ્યે.

ચંડાળ-ઘાતકી, દુષ્ટ; અહીં બભ્રુવાહન.

૮. બુદ્ધિ ધરો-ચિત્તમા રાખો.

૧૦. દાહ-અગ્નિ.

આચ્છાદન-ઢાકણ.

૧૩. અર્જુન બીજો-બભ્રુવાહન નિશ્ચયપૂર્વક બીજો અર્જુન છે.

૧૪. માંડી કહી વાત-અથથી ઇતિ વાત-હકીકત કહો.

પાડી વાટ-રસ્તો કર્યો; હરાવ્યો. સરખાવો: ' દાનવોને વાળ્યો દાટ, અનિરૂદ્ધ મૂકાવે વાટ. ' પ્રેમાનંદ.

મારૂતસુત-ભીમ.

યૌવનાશ્વર જીવાડયો પેર-યૌવનાશ્વરની સાથે યુદ્ધમાં એના બાણથી તે મરણ તોલ ઘાયલ થયેલો તેને પાણી છાંટી, તથા પ્રભુની પ્રાર્થના કરી મરતો બચાવ્યો હતો તે સંભારી કુંતા શોક કરે છે.

૨૦. આધીન-તાબે.

મંગાવી મીન-હાર મનાવી.

૨૧. કલકલ્યાં-કકળાટ કર્યો; વિલાપ કર્યો.

કડવું ૧૮ મું-આ કડવું શ્રીમદ્ ભગવદ્ગીતાના વિભૂતિયોગ નામના દસમા અને જ્ઞાનવિજ્ઞાનયોગ નામના સાતમા અધ્યાયોનો સાર છે. કવિએ એ અધ્યાયોનો અનુવાદ કર્યો છે એવું નથી, પરંતુ જે રીતે એ સ્તુતિ કવિએ ગાઇ છે તેનાં દષ્ટાંતો એ અધ્યાયોમાંથી મળી આવે છે.

૧. દશ અવતાર-અવતાર ચોવીસ છે પરંતુ તેમાંના દશ મુખ્ય છે; મચ્છ કચ્છ, વરાહ, નૃસિંહ; વામન, પરશુરામ, રામ, કૃષ્ણ, બૌદ્ધ, અને કલ્કિ.

સમર્થ સર્વ-ઉત્પત્તિ કારણ તુંજ છે. सर्गाणामादिरन्तश्च मध्यं चैवाहमर्जुन. અ. ૧૦ શ્લો. ૩૨. તથા अहमादिश्च मध्यत्व भूतानामन्त एव च.

૨. વ્યાપિક–હે વિઠ્ઠલ વ્યાપિક કહેતાં શ્રી કૃષ્ણ ભગવાન તું સર્વ સ્થળે વ્યાપેલો છે. ભગવાનની વિભૂતિ જ ભૂમિ, પાણી, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ અને અહંકાર એમ આઠ ગણાય છે છતાં ભગવાને ૧૦ મા અધ્યાયના ૪૦ મા શ્લોકમાં કહ્યું છે કે, મારી વિભૂતિનો પાર નથી. नान्तोऽस्ति मम दिव्याना विभूतिनां परतंप.

ભુવન ચૌદ–ભુવન તો ત્રણ છે જેમકે ત્રિભુવન છતા ચૌદ પણ કહેવાય છે. દષ્ટાન્ત તરીકે इह हि भुवनान्यन्ये धीराश्चतुर्दश भुजते. ભતૃહરિ.

મેરૂ–પર્વતોમાં તું મેરૂ રૂપે છે અને નાગોમાં મહિધર એટલે શેષનાગ રૂપે તું જ છે. मेरु शिखरिणामहम् અને अनन्तश्चास्मि नागानां.

અંતર આધાર–હૃદયનો આધાર છે, તું સર્વ ભૂતોના હૃદયે–ઉરે વસેલો છે. अहमात्मा गुडाकेश सर्वभूताशयास्थित..

૩. તું વેદ–વેદોમાં તું વેદ છે. તું જલ છે, તું પવન છે. वेदानां सामवेदोस्मि. मरिचिर्मरुतामस्मि.

તું આકાશે રવિચન્દ્ર–આકાશમાં અથવા આકાશ જે પોલ છે તેમાં સૂર્ય રૂપે અને ચંદ્ર રૂપે તું છે. नक्षत्राणामह शशी.

અમરાપતિ–ઇંદ્ર–દેવોમાં હું ઇંદ્ર છું. देवानामास्मि वासवः વળી रुद्राणां शंकरश्चास्मि.

૪. જીવતો જગ્ન–યજ્ઞોનો જીવ એટલે અગ્નિ તે તું જ છે. वसुनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् અથવા યજ્ઞોમાં જપયજ્ઞ તું છે–યજ્ઞોમાં તારા નામનો જ જપ થાય છે. यज्ञाना जपयज्ञास्मि.

દયાનિધિ શુદ્ધમ અધમ—અધમ–પાપી–ને શુદ્ધ કરનારો તું દયાનો સાગર છે, દયાળુ છે.

જમરૂપી૦ તુ યમ રૂપે છે. દુઃખનું કારણ છે.

સુખસચ–સુખનો ઢગલો; ભંડાર; સુખ આપનારો છે.

૫. તું વાણીબાણી–વાચા રૂપે તું છે. अक्षराणामकारोऽस्मि. વાણીમાં ઓંકાર છે. गिरामस्म्येकक्षरम्.

અમૃતનો આધાર-અમૃત પણ તું જ છે. मामनृक्षयम्.

શાયર-કવિ. कवीनामुशनाकविः

અસુર-રાક્ષસ. प्रह्लादश्चास्मि दैत्यानां.

૬. ભંજનસરજનહાર-ઉત્પત્તિ અને ક્ષયનું કારણ તું છે.

મુકિત-મોક્ષનો આપનારો પણ તું છે ને ભુકિત એટલે ઉપભોગ પણ તુંજ છે

નર રૂપી નાર-પુરૂષ પ્રકૃતિ પણ તું છે, નર કહો, નારી કહો જે કહો તે તુંજ છે; અભેદ જ્ઞાન આપે છે.

૭. ઘન ગરજત૦-આકાશમાં વાદળાંઓની અંદર વીજળી પ્રકાશે છે તે તું જ છે.

સાધક તું સિષ્ય-સાધવાવાળો પણ તું છે, અને જે સધાયલું છે તે પણ તું જ છે.

સાધક-જેને દૈવી જ્ઞાન હોય એવો પુરૂષ એટલે શિવ તે તું જ છે.

સિદ્ધિ-આઠ પ્રકારની છે તે જેનામાં છે એવો પવિત્ર મહાત્મા તે તું છે.

દારિદ્રકરણહરણ-ગરબી સ્થિતિ આપનારો ને તે સ્થિતિ દુર કરનારો પણ તું જ છે. લક્ષ્મી નવનીધ-નવ પ્રકારની જે નિધિ એટલે લક્ષ્મી તે તું જ છે. શરસંધી મુગટધર-બાણનું સંધાન એટલે બાણની બરાબર ચોટ તે તું અર્જુન છે.

ગ્રહણ ગાંજેવ-ગાંડિવ ધનુષ્ય મારનારો તું અર્જુન પોતે જ છે. નરનારાયણમાં નર અર્જુન અને નારાયણમાં તે વિષ્ણુ ભગવાન. पांडवाना धनंजय.

રજતજ-રાજ્યતજ-[illegible] જી દીધું છે તેવો એટલે કે રામાવ-

૯. વપુ વૈરાટ—વપુ-શરીર. તું વિરાટ સ્વરૂપ ધારણ કરે છે, ને તે સ્વરૂપમાં બધું બીજ—અંકુર છે. यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन. આખા બ્રહ્માંડમાં બીજ રૂપે તું રહેલો છે.

ચાતુર—વિચક્ષણ.

ચોર—અર્જુન અને હંસકેતનાં માથાં કૃષ્ણે જ ચોર્યાં છે એવી પ્રેમભક્તિનું આળ તેના ઉપર કુંતાજી મૂકે છે કારણ સર્વમાં એ પોતે જ છે, સર્વનું કારણ પણ એ પોતે જ છે એમ માનીએ તે ઉપેક્ષા કરે છે. એ પ્રેમભક્તિનું લક્ષણ છે, ભાવના છે.

૧૦. કઠણ વચન—એક પક્ષે કૃષ્ણે અર્જુનને વિભૂતિયોગનું જ્ઞાન આપ્યું અને મહાભારતની લડાઇ સમાપ્ત થયા પછી પણ તેણે અનુગીતા સંભળાવી હતી તે બોધ. બીજે પક્ષે કુંતાએ જે કટુ વચન કહ્યા તે.

૧૧. હંતા—સંહાર કરનારો. તારા સિવાય અર્જુનને મારનારો બીજો કોઇ નથી.

કડવું ૧૯ મું—૨. અરિજન—દુશ્મન; શત્રુ.

પંચે જન—પાંચ પાંડવો.

૩. બાળપણ=તે બાળકનો બાળકજ રહ્યો.

૪. મર્મ—છૂપો ભેદ.

વેલા આવી વાજ=તે વખતે પણ હેરાન થયો; સંકટ આવ્યું: સરખાવો. " રાય કહે નહિ મુહૂર્તનું કાજ અમો આવું ન વૃથા વાજ. ' પ્રેમાનંદ.

૫. હંસકેતના પુત્ર પવિત્ર=હંસકેતના બે પુત્રો સુધન્વા અને સુરથ સાથે અર્જુનને યુદ્ધ થયું હતું તેમાં શ્રી કૃષ્ણની સહાયતાથી એટલે પોતાનું પુણ્ય અર્જુનને અર્પણ કર્યું ત્યારે જ સુધન્વા મર્યો હતો.

૬. ઠોર—જગ્યા. ઉભો રહું. જે વખતે તે મને યાદ કરે તે સ્થળે હું આવી હાજર થાઉં, એમ છતાં હે ભીમ, કુંતા મને ચોરની ઉપમા આપે છે!

૭. શાર્દુલ સાધ—જે વાઘ કે સિંહ સાધુનો ઢોંગ કરીને ફરે તેનો વનચરો (પશુઓ) વિશ્વાસ કરતાં નથી.

અમૃતનો આધાર—અમૃત પણ તું જ છે. माममृङ्गवम्.

શાયર—કવિ. कवीनामुशनाकविः

અસુર—રાક્ષસ. प्रह्लादश्चास्मि दैत्यानां.

૬. ભંજનસરજનહાર—ઉત્પત્તિ અને લયનું કારણ તું છે.

મુક્તિ—મોક્ષનો આપનારો પણ તું છે ને ભુક્તિ એટલે ઉપભોગ પણ તુંજ છે

નર રૂપી નાર—પુરૂષ પ્રકૃતિ પણ તું છે, નર કહો, નારી કહો જે કહો તે તુંજ છે; અભેદ જ્ઞાન આપે છે.

૭. ઘન ગરજત૦—આકાશમાં વાદળાંઓની અંદર વીજળી પ્રકાશે છે તે તું જ છે

સાધક તું સિધ્ધ—સાધવાવાળો પણ તું છે, અને જે સધાયલું છે તે પણ તું જ છે.

સાધક—જેને દૈવી જ્ઞાન હોય એવો પુરૂષ એટલે શિવ તે તું જ છે.

સિદ્ધિ—આઠ પ્રકારની છે તે જેનામાં છે એવો પવિત્ર મહાત્મા તે તું છે.

દારિદ્રકરણહરણ—ગરબી સ્થિતિ આપનારો ને તે સ્થિતિ દુર કરનારો પણ તું જ છે. લક્ષ્મી નવનીધ—નવ પ્રકારની જે નિધિ એટલે લક્ષ્મી તે તું જ છે. શરસંધી મુગટધર—બાણનું સંધાન એટલે બાણની બરાબર ચોટ તે તું અર્જુન છે.

ગ્રહણ ગાજેવ—ગાંડિવ ધનુષ્ય મારનારો તું અર્જુન પોતે જ છે. નરનારાયણમાં નર અર્જુન અને નારાયણમાં તે વિષ્ણુ ભગવાન. पांडवानां धनंजय.

રાજતજ—રાજ્યતજ—[illegible] નજી દીધું છે તેવો એટલે કે રામાવતાર [illegible] ડી દીધું હતું તે સંભારી આ ઉક્ત [illegible]




[illegible] त्यक्त गुरोराज्ञया.

પ્રહર—પહોર; ઘડી

અહર—દીવસ.

ખેવ-કાળ વખત. સરખાવો. કહેવા મોકલ્યા પ્રભુએ ખેવ.' પ્રેમાનંદ.

૯. વપુ વૈરાટ—વપુ-શરીર. તું વિરાટ સ્વરૂપ ધારણ કરે છે, ને તે સ્વરૂપમાં બધું બીજ—અંકુર છે. यश्चापि सर्व भुतानां बीजं तदहमर्जुन. આખા બ્રહ્માંડમાં બીજ રૂપે તું રહેલો છે.

ચાતુર—વિચક્ષણ.

ચોર—અર્જુન અને વૃષકેતનાં માથાં કૃષ્ણે જ ચોર્યાં છે એવી પ્રેમભક્તિનું આળ તેના ઉપર કુંતાજી મૂકે છે કારણ સર્વમાં એ પોતે જ છે, સર્વનું કારણ પણ એ પોતે જ છે એમ માનીએ તે ઉપેક્ષા કરે છે. એ પ્રેમભક્તિનું લક્ષણ છે, ભાવના છે.

૧૦. કૃષ્ણ વચન—એક પક્ષે કૃષ્ણે અર્જુનને વિભૂતિયોગનું જ્ઞાન આપ્યું અને મહાભારતની લડાઇ સમાપ્ત થયા પછી પણ તેણે અનુગીતા સંભળાવી હતી તે બોધ. બીજે પક્ષે કુંતાએ જે કટુ વચન કહ્યા તે.

૧૧. હંતા—સંહાર કરનારો. તારા સિવાય અર્જુનને મારનારો બીજો કોઇ નથી.

કડવું ૧૯ સું—૨. અરિજન-દુશ્મન; શત્રુ.

પંચે જન—પાંચ પાંડવો.

૩. બાળપણ=તે બાળકનો બાળકજ રહ્યો.

૪. મર્મ—છૂપો ભેદ.

વેલા આવી વાજ=તે વખતે પણ હેરાન થયો; સંકટ આવ્યું: સરખાવો. ' રાય કહે નહિ મુહૂર્તનું કાજ અમો આવું ન વૃથા વાજ. ' પ્રેમાનંદ.

૫. હંસકેતના પુત્ર પવિત્ર=હંસકેતના બે પુત્રો સુધન્વા અને સુરથ સાથે અર્જુનને યુદ્ધ થયું હતું તેમાં શ્રી કૃષ્ણની સહાયતાથી એટલે પોતાનું પુણ્ય અર્જુનને અર્પણ કર્યું ત્યારે જ સુધન્વા મર્યો હતો.

૬. ઠોર—જગ્યા. ઉભો રહું. જે વખતે તે મને યાદ કરે તે સ્થળે હું આવી હાજર થાઉં, એમ છતાં હે ભીમ, કુંતા મને ચોરની ઉપમા આપે છે!

૭. શાર્દૂલ સાધ—જે વાઘ કે સિંહ સાધુનો ઢોંગ કરીને ફરે તેનો વનચરો (પશુઓ) વિશ્વાસ કરતાં નથી.

પવનકુંવર-ભીમ; વાયુપુત્ર.

આળ-કલંક.

પૃથ્વી-જમીન.

૧૧. દમી મુકયાં છે-ઢીલાં કરી રાખ્યાં છે, નિર્બળ કીધાં

૧૩. ખોયે જીવ-જીવ જાય.

ના લજે-લાજ આવે નહીં.

૧૫. પાંચે-કુંતા ભીમ, સુભદ્રા, ચિત્રાંગદા અને ઉલુપિ.

ખગરાજ-પક્ષીઓનો રાજા; ગરૂડ.

૧૬. રેત-વીર્ય.

વસમું થશે-દુઃખ લાગશે, લાગણી થશે.

૧૮. વિષમ આવ્યા-સંકડામણમા-મુશ્કેલીમાં આવ્યાથી.

બાંધવ-શેષનાગ.

૧૯. આનંદે-આનંદ પામતો હતો.

૨૦. સાવધાન- જાગૃત, ખબરદાર, સચેત.

સંચલ-યુક્ત પ્રયુક્તિ, તજવીજ.

શાકણી-ડાકણ.

૨૧. જોગ-ગોઠવણ; લાગ.

૨૨. નિરત-નિરસ્ત-મોકલેલાં.

૨૩. થયો ખળભળી ધાકથી ગભરાયો.

૨૫. સજ-તૈયાર;સજીવન.

૨૭. હૃદય આવટે-દીલમાં ગુંચવાય.

૨૮. મનસોય-[illegible]થી.

૩૦. પડે ન છતો-જાહેરમાં આવતો નહીં.

૩૧. હાથ સોંપ્યું-હાથમાં.

મડાગાંઠ-મડદાના જેવી કઠણ ગાંઠ જે છોડવી સહજમાં છૂટતી નથી.

૩૨. કલહલા-કજીઆ; લડાઈ,

૩૩. કલો-કલહ, લડાઇ.
૩૭. એવ=એવાંએ· પ્રમાણે.
૩૮. કોકો કર્યો-ચુંબન કીધું.
હૈયાશું ધર્યો=છાતી સરશો ચાંપ્યો; આલિંગન કીધું.
૩૯. હોકારો કરવો=મોટી બુમ પાડીને કહેવું.
કડવું ૨૦ મું—૧. પ્રૌઢ કર્યો=મહિમા વધાર્યો.
૪. ભુંડી થઇ=ન થવાનું થયું; અવળું થયું.
૮. સાથ સહિત=બધા સાથે મણિપુર આવવાનું મનમા લો.
૯. બાંહે ધરી=હાથ પકડીને.
૧૧. કલવલે-વાતો કરે; ગણગણે, વિચારે.
૧૪. મણિજુત=મણીથી જડેલો.
૨૦. જંજાળ=ઉપાધિ.



